ॐ શ્રી પાર્શ્વનાથાય નમઃ

# શ્રી જૈન શાસ્ત્રીય સંગીત

## માણિક્ય માળા



ૐ

શ્રી પાર્શ્વનાથાય નમઃ

# શ્રી જૈન શાસ્ત્રીય સંગીત માણિક્ય માલા.

---


પ્રકાશક–અને પ્રચારક.

પ્રો–શા. લક્ષ્મીચંદ મોહનલાલ

શાસ્ત્રીય સંગીત કલાધર

( શ્રીયુત પંડીત ઓંકારનાથજીના શિષ્ય )

પ્રોફેસર

શ્રી જૈન સંગીત–વિદ્યાલય

ઠે. પ્રીન્સેસ સ્ટ્રીટ–મુંબાઇ. ૨

પ્રત. ૧૫૦૦ પ્રથમ આવૃત્તિ.

સંવત. ૧૯૯૬ સને ૧૯૪૦

કીંમત રૂ. ૦–૫–૦

**यत्कृतस्यास्य काव्यस्य, यो नाम चोरयिष्यति**
**अर्हदाज्ञा खंडनस्य, पापं तस्य भविष्यति.**

# અર્થ

આ કાવ્યમાંથી કોઇ પણ ગાથા અથવા પદ ચોરી લઇ નવી કવિતા ઉભી કરી તેમાં કર્તાનું નામ ફેરવી બીજું નામ જે દાખલ કરશે તેને શ્રી. જિનેશ્વર પ્રભુની આજ્ઞા ખંડન કરવાનું પાપ છે કેમકે તે પ્રભુએ જ કહ્યું છે કે—**वंजण अथ्थ तदुभये**—એટલે શાસ્ત્રના અક્ષર અને તેના અર્થ તથા અક્ષર અને અર્થ બંને બદલવાથી જ્ઞાનની આશાતના થાય છે માટે ભવ ભીરૂ જીવોએ વ્યર્થ કવિ થવાની લાલસાએ આ પુસ્તકમાંથી ચોરી કરી અરિહંત પ્રભુની આજ્ઞા લોપવાનું મહા પાપ પોતાને શિર વહોરવું નહી.

પ્રો-લક્ષ્મીચંદ મોહનલાલ-શાહ.



( શ્રીયુત સંગીત મહામહોદય પંડીત ઓંકાર નાથજીના શિષ્ય )

# પ્રકાશકના બે બોલ.

---

સંગીત એ એક આત્મ કલ્યાણના અનેક સાધનોમાંનું એક મહાન ઉપયોગી સાધન છે. તેથીજ જૈનાચાર્યો તથા અન્ય મહાપુરૂષોએ પણ પૂજાઓ, સ્તવનો તથા વૈરાગ્યનાં પદો વીગેરેની રચના સંગીતમાં કરેલી જોવામાં આવે છે.

સંગીત એ એક મહાન વિષય છે તેનું વર્ણન જેટલું કરિયે તેટલું ઓછું જ છે પૂર્વના મહાપુરૂષો પણ એ વિષયની પરિપૂર્ણતા મેળવવાને અશકત બનેલા છે તો આ કળી કાળના ખાલી સંગીતની છાયા સેવતા જમાનામાં મારૂં તો સાગરના એક બિંદુ સમાન પણ ગજુ નથી, છતાં જે કાંઇ મહેનતથી મેળવ્યું છે તે જૈન સમાજ આગળ રજુ કરેલ છે.

મહાપુરૂષોએ અગર તો દેવોએ સંગીતની ઉત્પત્તિ પ્રભુ ભક્તિ માટે જ કરેલી છે. જેથી તે દ્વારા અન્ય મનુષ્યો મનને એકાગ્ર ( એકલીન ) બનાવી પોતાના આત્માનું કલ્યાણ સાધી શકે છે, મહા પુરૂષો આપણા ઉદ્ધાર માટે તે કળા આપણા વારસામાં મૂકી ગયા છે. લંકાપતિ રાવણે પણ સંગીતમાં એકલીન થઇ પ્રભુ ભક્તિમાં મગન થઇને તીર્થંકર ગોત્ર પ્રાપ્ત કર્યું છે. શ્રીપાલ મહારાજાએ પણ સંગીત દ્વારા પોતાના આત્માનો ઉદ્ધાર કર્યો હતો. મહાન શિવાજી-અકબર, મહમદશા. જેવા મહારાજાઓએ પણ સંગીતને માન આપેલ છે. તેમજ મહાયોગી-આનંદઘનજી, યશોવિજયજી તુલસીદાસ કબીર ચિદાનંદજી વીગેરે મહા યોગી-

ઓનાં પદો સંગીતમય તેમજ ભાવ મય હોઇ જગતના માન-
વોને તરવાના સાધન રૂપ છે પણ સમય બદલાતાં તન્નામીશ્ર
નામના ગ્વાલીયરના બ્રાહ્મણ ( તાનસેન ) મુસલમાન થયા
ત્યારથી સંગીતકળા અન્ય વર્ગમાં ગઈ અને તે દ્વારા પાછ-
ળથી હલકી કોમમાં જવાથી ઉંચ કોમમાંથી સંગીત નષ્ટ
થતું ગયું, તેની સાથે ઉંચ કોટીનું શાસ્ત્રીય સંગીત પણ નષ્ટ
થતું ગયું. પાછલના સંચાલકોએ તેનો દુરુપયોગ કર્યો. લોકોનું
ધ્યાન ગઝલ-કવાલી ઉપર ખેંચાવા માંડયું. પ્રજાને જેવું બતા-
વવામાં આવે તેવી તેની કદર થાય. પણ શાસ્ત્રીય સંગીત
મહેનતની વિદ્યા હોવાથી તેનું બળ પણ કમી થયું અને તે
પદ્ધતિ પડતી મૂકાઇ અને ગઝલ-કવાલીમાંજ પરિપૂર્ણતા
જણાવવા લાગ્યા. પ્રજાને જુદા રસ્તે દોરી પોતાની મરજી
મુજબનું સંગીત ચલાવવા લાગ્યા. શુદ્ધ રાગ રાગિણી જે
અંદરના સુતેલા આત્માને જગાડનારૂં સાધન છે તે પડતું
મૂકી મરજી પડે તેમ બૂમો મારવામાં અને લાંબા બરાડા
જેવા અવાજમાં જ અગર તો ભાવ ભીના ખોટા ડોળ કરી
મંજીરા કે ખંજરીઓ આડી અવળી વગાડવામાંજ, સુરતાલ
કે લયના ઠેકાણા સિવાયના દેખાવમાંજ સંગીત સમાયું છે
એમ જાહેર કરી પોતાને તેમજ પારકાના આત્માઓને છેતરવા
લાગ્યા. ખરૂં સંગીત જાણવાની તેમજ મહેનત કરવાની
તસ્દી લેવીજ છોડી દીધી. પ્રથમથીજ ખરૂં સંગીત રેડાયું
હોત તો સમાજ જરૂર સમજવાન તેમજ કદરદાન બની હોત.

જ્યારે કોઇ પણ સત્ય વસ્તુ છેકજ વિનાશના પંથે
જાય છે ત્યારે તેનુ રક્ષણ કરનાર જરૂર કોઈ ભાગ્યશાળી પુરૂષ
પેદા થાય છે. તેવી જ રીતે સંગીતના પુનરુદ્ધાર માટે મહાન

વ્યક્તિઓ પૈકી પંડિત વિષ્ણુ નારાયણ ભારતખંડે તથા પંડિત વિષ્ણુ દિગંબર પલુસ્કર જાહેર થયા. બીજા પણ અન્ય વિદ્વાનોએ ભોગ આપી હીંદુ જાતિની સેવા કરી અને ડુબતી વિદ્યાને પ્રકાશમાં આણી. તે માટે તે મહા પુરૂષોનો ઉપકાર માનિયે તેટલો ઓછો છે.

જૈનોમાં હજુ શાસ્ત્રીય સંગીતની પ્રથા ઓછી છે બલ્કે નથી કહિયે તો પણ ચાલે. જે ગાયક કોમ છે તે લોકો પણ ઉંડો અભ્યાસ ન કરતાં કામ ચલાઉ ચાલુ જમાનાનાં ગાયનો શીખી લઇને કેવળ વાણિયા સમજાવવા જેવું કરી રહ્યા છે. જો કે તે કોમમાં અમુક ગુણી જન પણ છે તથાપિ પોતાની કદર ન થવાથી મૌન સેવી રહ્યા છે. ધંધાદારીની મતલબનો ઉદ્દેશ શીખવા કરતાં જલદી પૈસા પેદા કરી લેવાનો ઉદ્દેશ વધુ હોય છે. આવા સંજોગોમાં ખરો રસ્તો જૈનોને કોણ બતાવે ?

હું એક અજાણ જૈન છું મારી લાઈન વ્યાપારની છે. બાલપણથીજ સંગીતના શોખના પરિણામે સંગીત તરફ મારૂં દીલ પ્રેરાયુ હતું. શરૂઆતનો અભ્યાસ ઘણી જગ્યાએ કર્યો પણ આખરે શાસ્ત્રોકત સંગીત શિવાય સંગીતની રહસ્યતા સમજાતી નથી. એમ જણાયાથી શાસ્ત્રીય સંગીતનો માર્ગ ગ્રહણ કર્યો અને તેજ આત્માનો અવાજ સાંભળી શકે છે એમ જણાયું. પ્રથમ **પ્રોફેસર ગજાનન વિશ્વનાથ** પંચીકર ( ઘાટકોપર વાલા ) પાસે ઘણો વખત અભ્યાસ કર્યો. પાછળથી **મેઘજી ઉસ્તાદ** પાસે પણ થોડો વખત અભ્યાસ કર્યો. વિશેષ તાલીમ માટે છેલ્લા ત્રણ વરશ સંગીત મહા

મહોદય પંડિત ઓંકારનાથજી ઠાકુર પાસે અભ્યાસ કર્યો. શ્રીયુત-પંડિતજી એ પ્રેમ પૂર્વક આપેલી તાલીમથી અભ્યાસમાં વધારો થયો અને જે વિદ્યા પ્રાપ્ત થઇ તે આજે જૈન સમાજ આગળ રજુ કરવા ભાગ્યશાળી થયો છું. વિદ્યાની પ્રાપ્તિ માટે સરવે ગુરુઓનો આભાર માનું તેટલો ઓછો છે અને હું તેમનો રૂણી છું. પૈસાથી વિદ્યા પ્રાપ્ત થતી નથી. ફક્ત પ્રેમથીજ થાય છે અને એવા નિખાલસ પ્રેમથી જેમણે મહેનત કરી વિદ્યા આપી તેમનો ઉપકાર જીંદગી ભર ભૂલાય તેમ નથી. તાલાધ્યાયનું જ્ઞાન બતાવવામાં તેમજ સંગીતનું રહસ્ય સમજાવવામાં ઉસ્તાદ **મગનલાલ રાયચંદ** (રામપુર સ્ટેટવાલા) નાયકે વખતો વખત હાજર રહી સહાનુભૂતિ આપી છે તથા સંગીતનો પરિચય વધારવામાં માસ્તર **અંબાલાલ મોહનલાલ** ભોજકે બનતી સહાય કરીછે માટે તેમનો પણ ઉપકાર આ સ્થાને માનવો ઘટે છે. શ્રીયુત ગુરુ ભાઇ પ્રો. **પંડિત શિવકુમાર શુકલે** કેટલીક ચીજો પ્રેમથી બતાવી છે તેનો પણ હું રૂણી છું. આ પુસ્તકમાં રાગરાગિણી યુક્ત શાસ્ત્રીય પદ્ધતિનાં સ્તવનો ઉપર વધુ ધ્યાન આપવામાં આવેલ છે. કારણ કે એવાં થોડાં પુસ્તકો જૈનોમાં છે. જૈન સમાજના ઉપયોગ માટે કેટલાંક ચાલુ જમાનાનાં સ્તવનો પણ આપેલાં છે. અને બન્ને ભાગ જુદા પાડેલ છે. સારાં તેમજ અજાણી રાગ રાગિણીનાં નોટેશન પણ આપેલ છે. થોડા ટાઇમમાં નોટેશન સાથે તમામ સ્તવનો તાલ સુર લયના હીસાબથી બહાર પાડવા અમારી ઉમેદ છે. પ્રભુ અમારી તે ઉમેદવાર પાર પાડશે તો જૈન સમાજની એક વધુ સેવા બજાવવા ભાગ્યશાળી થઇશ.

હાલમાં દરેક કોમમાં શાસ્ત્રીય સંગીત કલાનો પ્રચાર વધતો જાય છે તેમ જૈન કોમમાં પણ જાગૃતિ આવતી જાય છે તે જોઇ અમોને અતિ આનંદ થાય છે. પરંતુ આપની કોમમાં ખરી સંગીત વિદ્યાના સમજાવનાર ઓછા છે જેથી આપણે પછાત છીએ. આપણામાં પોતાની મરજી પડે તેમ (મૂલ પદ્ધતિને મૂકી દઇને) બે સુર, બેતાલથી અગરતો હારમોનીયમ વગાડી સાથે ગાવાની પ્રથા છે. હારમોનીયમ વગાડી પોતે સાથે ગાવું તે અધુરૂં અને પરવશતા ભર્યું સંગીત છે. તંતુ વાદ્ય જેવા કે સારંગી–સતાર–વીણા અથવા તો તંબુરા ઉપર ગાવાથી ખરી વિદ્યા દીપી નીકળે છે તથા તંતુ વાદ્યના સુર જે મીઠાશ તથા હલક આપી શકે છે તે બાંધેલા મુડદાલ હારમોનીયમના સુર આપી શકતા નથી. ખરી રીતે સ્વતંત્ર પોતાના ગળાના સાધ્ય સુરથી ગાવું જોઇયે. અને તેજ કઠીન છે. માટે ખરી વિદ્યાની પ્રાપ્તિ ખરા ગુરુઓ પાસેથી સામે બેસીને તેમના પ્રેમ દ્વારા થઇ શકે છે. ગુરુ શિવાયની વિદ્યા ગમ વગરની કહેવાય છે તેમ દરેક શાસ્ત્રો પોકારી રહ્યા છે તે નિર્વિવાદ છે. હવે એજ જમાનો આવે છે કે સમાજ સંગીતને માન આપતા શીખેલ છે તેમ હજુ વધુ માન દૃષ્ટિથી જોશે અને ખરૂં ખોટું સમજી કદર કરશે એમ આશા રાખવામાં આવે છે.

સંગીત કલામાં નવ રસ કીધા છે. પણ આ પુસ્તક કેવલ પ્રભુના ગુણ ગાન રૂપે હોવાથી તેમાં ફક્ત ભક્તિ રસનોજ ઉપયોગ વધુ કરવામાં આવ્યો છે કારણ કે જૈન સમાજને આવા ભક્તિ રસથી તરવાનું કારણ મલી જવા સંભવ છે.

સંગીત જેટલું માનવ આત્માને પ્રિય છે તેટલુંજ પશુ પક્ષીઓને (જેવાં કે-કોયલ-નાગ-હાથી-હરણ) વીગેરેને પણ પ્રિય હોય છે. વાચા ન હોવા છતાં હૃદયના આનંદથી તેઓ તેમાં પૂરતો રસ લે છે.

સંગીતમાં રાગની સાથે, લય, તાલ, અને સુરનો મુખ્ય આધાર છે અને તાલ, લય તથા સુર સંભાળીને ગાવું તેનું નામ શાસ્ત્રીયસંગીત છે. આ પુસ્તકમાં ફક્ત ગાયનોજ આપેલાં છે રાગ, તાલ, લયની સમજ લખી છે પણ વિશેષ સમજ આપી નથી. કેટલાંક સારાં નોટેશનો પણ આપેલાં છે છતાં આલાપચારી, તાન પ્રકાર, તથા વાદી સંવાદી સુરની સમજ આપી નથી. પણ તમામ સમજ ક્રમવાર બીજા પુસ્તકમાં આપવાની અમારી ઇચ્છા છે જેમ જેમ સમાજમાં શોખ કદર તેમજ સમજ વધતી જશે તેમ તેમ અમારૂં દીલ તે બહાર પાડવા જરૂર જલદી આકર્શાશે-ઈશ્વર તે ઉમેદ પાર પાડે એવું ઇચ્છિયે છીએ.

જે થોડી શાસ્રોક્ત વિદ્યા પ્રાપ્ત કરી તે જૈનસમાજ આગળ રજુ કરી સેવા બજાવવા હું ભાગ્યશાળી થયો છું અને હજુ પણ સારા કામમાંજ વિદ્યાનો ઉપયોગ થાય એજ પ્રભુ પાસે યાચું છું. જે પ્રાપ્ત કર્યું તથા જે મેળવ્યું તે છપાવ્યું છે અને તેમાં ઘણા સારા રાગો, તથા તાલોનો સમાવેશ કરેલ છે છતાં હજુ ઘણા રાગો, તાલો બાકી છે તે પણ પ્રસંગોપાત રજુ કરવા ભાગ્યશાળી થઈશ એવી અભિલાષા છે.

સંગીત એ એક મહાન અગાધ નિરભિમાની વિષય છે તેમાં પારંગત ઘણાજ ઓછા થયા છે. વલી આ જમાનામાં

તો કોઇ નથી એમ કહેવામાં પણ અતિશયોક્તિ લાગતી નથી. સાગરનું પાણી પીયે તેટલું ઓછું છે. આ વિષયમાં પરી પૂર્ણતા કોઈ જાહેર કરી શકે તેમ નથી. તો સાગરમાંના બિંદુ સમાન વિદ્યા ધરાવનાર હું તો જરૂર કેટલીક જગ્યાએ દોષનું પાત્ર થયો હોઉં તો જરૂર વાચક વર્ગ તે ભૂલ સુધારી લઇને મારા ઉપર ઉપકાર કરશે. અને હંસ વૃત્તિથી ન્યાય આપશે એમ ઇચ્છી અત્રે વિરમું છું.

આ પુસ્તકમાં રાગ રાગિણી તેમજ તાલ લય અને સુરના હીસાબથી નવાં ટુંકાં સ્તવનો બનાવવામાં આવ્યાં છે કારણ ઘણાજ ટુંકાં અને અર્થ સૂચક હોવાથી સંગીતમાં કલા દર્શાવવાનો વિસામો રહે છે. લંબાણ કવિતાઓમાં ફક્ત અર્થ સંગીત અગરતો ભાષણ સંગીત જેવું થઇ જાય છે પૂર્વાચાર્યોનાં પદો ઘણાં સુંદર તેમજ ભાવમય ટુંકાં બનાવેલાં છે તે ઘણાં ખરાં અગાઉ પ્રગટ થઇ ગયાં છે જેથી તદ્દન નવીન શૈલીનાં ઘરાણા બંધી ચીજોમાં ફક્ત શબ્દ રચના નવીન કરાવીને સંગીતની મહત્તા કાયમ રાખી છે. આવાં ટુંકાં ભાવમય તેમજ રાગ તાલથી બદ્ધ સ્તવનો બનાવવા માટે હું ઘણી જગ્યાએ સારા વિદ્વાનોને મલ્યો પણ-બરાબર અર્થ સૂચક ટુંકામાં વિષય સચવાઇ રહે તેવાં બની શકયાં નહી. છેવટ નામ સાંભળવાથી વાચનાચાર્ય શ્રી વિજય માણિકય સિંહ સૂરીશ્વરજી સાથે મારે સમાગમ થયો અને જૈન સમાજને બોધ દાયક વિદ્વત્તા ભર્યાં સ્તવનો તથા પદોનો લાભ મલી શકે તે સંબંધી ઉક્ત સૂરીશ્વરજી સાથે વાતચીત થઇ. જેથી તેઓશ્રીએ બે ચાર સ્તવનો બનાવી આપ્યાં તે જોતાં મારા આત્માને ખાતરી થઇ કે જૈન સમાજમાં

આવા વિદ્વાન કવિ શિરોમણી જેવા મોજુદ છે તો લાભ કેમ ન લેવો. તેમની કવિત્વ શકિત, વિષયની પકડ તેમજ તાલ લય સુરથી કવિતાઓની બાંધણી જોઇ મારા દિલને વ આનંદ થયો ત્યારથીજ મારા ગુરુરાજ તરીકે તેમને મેં સ્વીકાર્યા જૈનકોમમાં લાંબા લાંબા અર્થ વગરના તેના તેજ ભલતા શબ્દો મૂકી દઈ મૂળ વિષયને ભુલી જઈ ને ભરડોળ વિષયનો સમાવેશ કરી તેમજ બીજાનાં સારાં પદોનાં પદો ઉઠાવી લઇ કવિતાઓ બનાવનાર, ઘણા કવિઓ નજરે પડે છે પણ તેના મુકાબલામાં સ્તવનો કે કવિતાઓ જોવાથી માલુમ પડશે કે **શ્રીવિજયમાણિક્ય સિંહસૂરીશ્વરજી**ની કવિતામાં રાગ-પ્રાસ-તાલ વિષય ગુંથન તેમજ અર્થ સૂચકતા વિગેરે ગુણો વિશેષ જણાય છે. કવિત્વ શકિત તેમનામાં અથાગ છે તેમ કહેવામાં અતિશયોક્તિ નથી જો કે તેઓ કવિત્વને લગતી કોઇ જાતની પદવી ધરાવતા નથી પણ તેમની કવિતાઓ અજબ કવિત્વ શકિત તથા જ્ઞાન શકિત જાહેર કરે છે. જેથી ઘણાં ખરાં સ્તવનો તેઓશ્રી પાસે બનાવરાવવામાં આવ્યાં છે અને તે બનાવવામાં તેમણે કીંમતી ભોગ આપ્યો છે. અમોએ તેમને ઘણી તકલીફ આપી હશે છતાં શાન્ત સ્વભાવથી અમોને પદો બનાવી આપ્યાં છે તેમજ સ્તવનો તથા પદો બનાવવામાં તેઓશ્રીએ પુરતો પરિશ્રમ સેવ્યો છે અને હૃદયના ભાવથી અમોને કામમાં પૂરતી મદદ કરી છે તે માટે તેઓશ્રીનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. સિવાય કેટલાંક મારાં બનાવેલાં સ્તવનો પણ રજુ કર્યાં છે. હું તો કવિ કે વિદ્વાન નથી પણ રાગ તાલને કાયમ

 

રાખી શબ્દો લખ્યા છે તો ભૂલ હોય તો વાચક વર્ગ સુધારી વાંચવા કૃપા કરશો.

જૈન સમાજ આગળ આ પુસ્તક પહેલું છે ભવિષ્યમાં અમારા કામની કદર થાય અને વધુ કાર્ય કરવાને ઉતેજારી થાય તે માટે સમાજ અમોને ન્યાય આપશે એટલું કહી પ્રભુ પ્રાર્થના કરતો અત્ર વિરમું છું.

સંવત ૧૯૯૬. | લિ. લક્ષ્મીચંદ મોહનલાલ શાહ.
ફાગણ સુદ ૩. | પ્રીન્સેસ સ્ટ્રીટ આનંદ ભુવન મુંબઈ ૨.

# પુસ્તકમાં આપેલી નિશાનીઓની સમજ

"મધ્યમ સપ્તકના કોઇ પણ સુરને નિશાની આપવામાં આવી નથી જેમકે-સા રી ગ મ પ ધ ની

ષડજ સપ્તકના સુરની નિશાની " આપવામાં આવી છે જેમકે-ની ધ પ મ ગ રે સા

તાર સપ્તકના સુરની નિશાની ˙ આપવામાં આવી છે. જેમકે-સા રે ગ મ પ ધ નિ

તીવ્ર મધ્યમની નિશાની ⌄ આપવામાં આવી છે જેમકે મ

## તાલની સમજ

સંગીતમાં તાલ લયનું સ્વરૂપ ખાસ કરીને પ્રાધાન્ય છે. **તાલ** એટલે કાળનું અમુક માપ અને **લય** એટલે નિયમિત સરખી ગતિ સ્વરોની રચના કરી ગાવું અને લયના વધુ ઓછા પ્રમાણથી વ્યવસ્થિત રીતે ગાવું તેનું નામ **તાલ** કહેવાય છે અને તેથીજ વિલંબિત મધ્ય તથા દ્રુત લય એમ ત્રણ પ્રકારો વધુ ઓછા પ્રમાણના છે. તાલમાં ભરી, ખાલી તાલના ચોકશ નિયમ છે અને મુખ્ય તાલને **સમ** કહેવામાં આવે છે તેની નિશાનીઓ નીચે મુજબ છે.

સમની નિશાની × આપવામાં આવી છે જેમકે

×<br>
જાં ડ ગ મુ | સા ડ રી ર | જીં ડ દ ગી | થો ડ રી

ભરી તાલની નિશાની-બીજી ત્રીજી-૨-૩ આપવામાં આવી છે

૩ × ૨<br>
જેમકે-જા ડ ગ મુ | સા ડ રી ર | જીં ડ દ ગી | થો ડ રી ડ

ખાલી તાલની નિશાની ૦ આપવામાં આવી છે

| | ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|---|
| જેમકે– | જા ડ ગ મુ \| | સા ડ ફી ર \| | જીં ડ દ ગી \| | થો ડ રી ડ |
| | ૦ | ૨ | × | ૨ |
| એટલે– | જા ડ ગ મુ \| | સા ડ ફી ર \| | જીં ડ દ ગી \| | થો ડ રી ડ \| |

એ રીતે દરેક તાલ–જેવા કે–ત્રિતાલ–દાદરા–જપતાલ–કેરવા–એકતાલ–ચોતાલ–તીલવાડા–વસંત ચંપકસ્વારી પંજાબી, ચંદ્રકળા ઉપર ઉપર નિશાની મુજબ તાલ સમ ખાલી જગ્યા સમજવી.

" જે અક્ષરની પાછળ – + – કરેલ હોય તે સ્વર એક માત્રા લંબાવવો જેમકે. | જા+ ગ મુ |

" જે સ્વર પાછળ + ચીન્હ હોય તે સ્વર ઉપર એક માત્રા ઠેરવું. | સાં + ની ધ |
| જા + ગ મુ |

" જેટલા સ્વર નીચે ‿ ચીન્હ હોય તેટલા સ્વર એકજ માત્રામાં જલદી લેવા. સાંનુધમ
મો+રી+

" જે સ્વર નીચે વધુ અક્ષરો હોય તે શબ્દો એક જ માત્રામાં બોલી જવા એટલે બે શબ્દ હોય તો અડધી અડધી માત્રા સમજવી અને ત્રણ શબ્દ હોય તો એક માત્રાના ત્રણ સરખા ભાગ સમજવા તેવી જ રીતે ચાર શબ્દ હોય તો પા–પા માત્રા સમજવી. સાં સાં સાં
મોરી મો+રી મો+રીડ મો+રી+

" સ્વરોને જતી વખતે રાગના નિયમ મુજબ ચઢતી રીતે લેવામાં આવે તેને આરોહ કહેવામાં આવે છે જેમકે.
સા રે ગ મ પ ધ ની સાં

"સ્વરોને આવતી વખતે રાગના નિયમ મુજબ ઉતરતી વખતે લેવામાં આવે તેને અવરોહ કહેવામાં આવે છે. જેમકે સાં ની ધ પ મ ગ રે સા.

"જે રાગમાં મુખ્ય સુર હોય અને તે સુર વડે રાગની પ્રાધાન્યતા દેખાતી હોય તે સુરને **વાદી** (મુખ્ય) સુર કહેવામાં આવે છે.

"જે રાગમાં મુખ્ય સુર (વાદી) સિવાય બીજો સુર પણ રાગમાં વિશેષ મદદ રૂપ હોય તો તે **સંવાદી** સુર કહેવાય છે.

"રાગમાં આવે તે સિવાયનો વધુ સુર લેવાથી રાગની શોભામાં વૃદ્ધિ થતી હોય તો તે સુર લેવાથી **વિવાદી** સુર કહેવામાં આવે છે.

"વાદી સંવાદી-વિવાદી સિવાયના બાકીના સુરો અનુવાદી કહેવાય છે.

"આપેલાં નોટેશનો સરલતાથી સુગમ પડે તેવી રીતે આપેલાં છે.

"રાગ-રાગિણી અમુક ટાઇમે ગાવાથી તેની મધુરતા જુદી રહે છે. જેથી શાસ્ત્રના નિયમ મુજબ અમુક રાગ અમુક સમયે ગવાય એવો નિયમ છે. નોટેશન સાથે વાદી સંવાદી--આરોહ અવરોહ-તથા ગાવાનો સમય પણ આપેલ છે.

---

# અનુક્રમણિકા

## ભાગ પહેલો

| ક્રમાંક. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૨૪ | અરિહા જિનવરકો રે રંગે ધ્યાવું. | ૧૮ |
| ૨૫ | શુભ ધન હય પ્રભુ નામ મનવા. | ૧૮ |
| ૨૬ | પ્રભુ તોરી ઝલહલ મૂરત ઝલકે ચલકે. | ૧૮ |
| ૨૭ | શાંતિ જિનચંદ દેખત આનંદ. | ૧૯ |
| ૨૮ | અરે મનવા મિથ્યા મગરૂમી મેલ. | ૧૯ |
| ૨૯ | જીવન આ જાવેરે જાવે પલ પલ (નોટેશન.) | ૨૦ |
| ૩૦ | કૈસી આંગી રચાઈ સુંદર. | ૨૨ |
| ૩૧ | કૌન તુમ બીન સાચા બતાવે રાહ. | ૨૩ |
| ૩૨ | શિવ નગર કૈસે જાઉં સખીરી વર. | ૨૩ |
| ૩૩ | દુર્લભ નર ભવ પાઈ પ્રાની. | ૨૪ |
| ૩૪ | શીતલ જિન મોહે તાર અબહી. | ૨૪ |
| ૩૫ | પગ ઘુઘ્રર બાંધ કર નાચું. | ૨૫ |
| ૩૬ | જાવે અતિ વેગે જોબનિયાં. | ૨૫ |
| ૩૭ | એરી મોહે ગાને દે. (નોટેશન.) | ૨૬ |
| ૩૮ | એક સરન મોહે અરિહંત હૈ. | ૨૮ |
| ૩૯ | જાગ મુસાફીર જિંદગી થોરી (નોટેશન.) | ૨૮ |
| ૪૦ | ધર્મનાથ તાર મોહે, કુમતિ હટાયકે. | ૩૦ |
| ૪૧ | અરિહા નાથ આવો બ્હારે. | ૩૦ |
| ૪૨ | સૂરિજનં રત્નત્રયીકો અવધાર. | ૩૧ |
| ૪૩ | બિનતિયાં માનો વીર વિભુ. | ૩૧ |
| ૪૪ | આવો મોરે ચિત્ત અંતર અર નાયક. | ૩૨ |
| ૪૫ | શરન ભયો નાથ નિદાન. | ૩૨ |
| ૪૬ | દેવ સાચો ભુવનમેં અરિહા નાથ નામી રે. | ૩૩ |
| ૪૭ | હે કરુણા નિધાન કરુણા કર (નોટેશન.) | ૩૩ |
| ૪૮ | ભજ અજિત દેવ ભવ તરણિ. | ૩૬ |
| ૪૯ | નાવ કિનારે લગાવ સાંવરિયા. | ૩૬ |

---

## ભાગ બીજો.

# શુદ્ધિપત્રક.

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૨ | ની પ | ની પ |
| ૨ | ૩ | રે | રે |
| ૩ | ૨ | ની | ની |
| ૭ | ૮ | યવન | યમન |
| ૯ | ૬ | યવન–અદ્ધો | યમન–અદ્દો |
| ૧૧ | ૬ | પપૈયારે | પપૈહારે |
| ૧૧ | ૧૨ | યવન | યમન (કલ્યાણ) |
| ૧૨ | ૬ | ૨ પ | ૩ પ |
| ૧૨ | ૯ | પ | ૩ પ |
| ૧૨ | ૯ | ધમૅપ | ધમૅપ |
| ૧૨ | ૯ | મગ | મૅગ |
| ૧૨ | ૯ | મૅ | મૅ |
| ૧૨ | ૯ | ગ | ગ |
| ૧૨ | ૧૧ | ૩ મૅપ ગમપધ નીધપમૅ | ૨ મૅપ ગમપધ નીધપમૅ |
| ૧૨ | ૧૧ | ગમૅધની | ગમૅધની |
| ૧૨ | ૧૩ | મૅપ | મૅપ |
| ૧૨ | ૧૩ | ગમૅ પધ પ | ગમૅપધપ |
| ૨૧ | ૪ | ની | ની |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૩ | ૧૧ | કસે | કૈસે |
| ૩૦ | ૧ | ની સાં | નીસાં |
| ૩૧ | ૭ | રત્નત્રયીકા | રરત્નત્રયીકા |
| ૩૫ | ૬ | ની | ની |
| ૪૩ | ૮ | ગ | ગં |
| ૫૦ | ૧૧ | ગરેસા | ગરેસા |
| ૫૦ | ૧૫ | મગ | મગ |
| ૫૧ | ૮ | મગ | મ ગ |
| ૫૫ | ૨ | સા ગ મ પ ધ ની સાં | સા ગ મ ધ ની સાં |
| ૬૩ | ૬ | ગ ગ | મ ગ |
| ૬૯ | ૮ | સા | સાં |
| ૬૯ | ૧૨ | રે + ગ | રેં + ગં |
| ૬૯ | ૧૨ | ની | ની |
| ૭૨ | ૮ | રે સા | રે સા |
| ૭૩ | ૧ | રી + સા | રે + સા |
| ૭૫ | ૧૪ | સુલતાન | સુલતાલ |
| ૭૭ | ૮ | સાં ની ધ મ ગ રે સા | સાં ની ધ મ ગ રે સા |
| ૮૨ | ૪ | નીં | ની |
| ૯૫ | ૫ | વરાગ્ય | વૈરાગ્ય |
| ૧૨૧ | ૧ | પછી | પછી |
| ૧૨૨ | ૧૬ | મોકે | સોકે |
| ૧૩૬ | ૫ | જન વજય | જિન વિજય |
| ૧૩૬ | ૧૦ | નિ | નિ |

# શ્રી આદીશ્વર જિન સ્તવનં

( ગઝલ–રાહુ–મજાની એ રાત હતી )

[1]વિધાતા છો તાત તમે–[2]યુગાદીશ વિખ્યાત તમે
પ્રથમ [3]પૃથિવી પતિ– [4]નીતિ નિષ્ણાત તમે,
—વિધાતા

કૃપાલુ કરાવી–સવી શિલ્પની શરૂઆત તમે,
બતાવી નર નારી કળા–બધી રીત ભાત તમે
—વિધાતા

નિવારી રાજ્યને મુનિરાજ—બન્યા પ્રખ્યાત તમે,
થઈ કેવળી કેવળી કીધ—મરૂદેવી માત તમે
—વિધાતા.

અનેક જન તારી અરિહા–લહયા [5]શિવ શાત તમે,
સૂરિ માણિકય વિભુ તમને–નિત્ય ઉઠી પ્રભાત નમે
—વિધાતા.

( શ્રી વિજય માણિકય સિંહ સૂરિ )

---

૧ બ્રહ્મા. ૨ પહેલા તીર્થંકર. ૩ રાજા. ૪ ન્યાયમાં નિપુણ.
૫ મોક્ષ સુખ.

## વાચનાચાર્ય શ્રી વિજય માણિક્ય સિંહ સૂરીશ્વરજી મહારાજ



જન્મ ૧૯૨૪ શ્રાવણ સુદ ૩ દીક્ષા ૧૯૪૩ મહા સુદ ૭
વડી દીક્ષા ૧૯૪૩ જેઠ વદ ૨ ગણિપદ ૧૯૫૯ અષાઢ સુદ ૧૦
પન્યાસ પદ ૧૯૬૦ મહા વદ ૬ વાચનાચાર્ય પદ ૧૯૬૪ જેઠ વદ ૮

શ્રી પાર્શ્વનાથાય નમઃ

# શ્રી જૈન શાસ્ત્રીય સંગીત માણિક્ય માળા

ૐ

## ભાગ પહેલો

### શાસ્ત્રોક્ત રાગ રાગિણીથી ગવાતાં ગીતો.

### (૧) શ્રી મહાવીર જિન સ્તવનં.

( રાગ–મેઘમલ્હાર–ચોતાલ, રાહ–આયો અબ બરખા રૂત )

સેવો સબ[૧] ત્રિશલા સુત, શાસન સ્વામી શ્રીયુત,
નામી જસ યશ [૨] પ્રભૂત, પૂજે [૩] પદ કજ [૪] પુરુહૂત–સેવો.

અંતરા

શમ દમ સંજમી અથાગ, નિસ્નેહ નિર્ભય નીરાગ,
ભૂતલ વિચરત સુભાગ, તપ તપતા [૫] ઈહા ત્યાગ–સેવો.

સંચારી

ઉપસર્ગ ઘન ઉપજત, ક્ષાંતિ યુત સર્વ સહત,
ઘન [૬] ઘાતિ વિનાશ કરત, [૭] કેવલ ચિદ્ વિમલ લહત–સેવો.

અભોગ

વર વચનામૃત વરસંત, [૮] ભૂરિ ભવિ ઉપકાર કરંત,
પાવત શિવ પદવી સંત, માનિકસૂરિ નિત નમંત–સેવો.

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

---

૧ મહાવીર. ૨ બહુ. ૩ ચરણ કમળ. ૪ ઇંદ્ર. ૫ વાંછા.
૬ ઘાતિકર્મ. ૭ કેવળ જ્ઞાન. ૮ બહુ.

વાદી–ષડજ  નોટેશન  સંવાદી–પંચમ

આરોહ–રે મ. રે સા. ની. પ ની  અવરોહ–સાં રેં મં મં રેં સાં

સા, રે મ રેપ ની સાં  ની પ મ પ રે મ રે સા

## સમય વર્ષાઋતુ

| × | ૦ | ૨ | ૦ | ૩ | ૪ |
|---|---|---|---|---|---|
| ની સાં | સાં + | ની સાં | રેં રેં | સાં + | ની પ |
| સે + | વો + | સ બ | ત્રિ શ | લા + | સુ ત |

| × | ૦ | ૨ | ૦ | ૩ | ૪ |
|---|---|---|---|---|---|
| મ + | પ પ | સાં + | ની + | પ પ | રેમ મ |
| શા + | સ ન | સ્વા + | મી + | શ્રી યુ | ++ ત |

| × | ૦ | ૨ | ૦ | ૩ | ૪ |
|---|---|---|---|---|---|
| રે મ | ની + | પ પ | રે મ | રે રે | + સા |
| ના + | મી + | જ સ | ય શ | પ્ર ભૂ | + ત |

| × | ૦ | ૨ | ૦ | ૩ | ૪ |
|---|---|---|---|---|---|
| સા + | રે + | સા સા | પ રે | મ રે | સા સા |
| પૂ + | જે + | પ દ | ક જ | પુ રુ | હૂ ત |

## અંતરા

| × | ૦ | ૨ | ૦ | ૩ | ૪ |
|---|---|---|---|---|---|
| મ પ | ની સાં | સાં + | ની સાં | સાં સાં | + સાં |
| શ્ર મ | દ મ | સં + | જ મી | અ થા | + ગ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| × | | ० | | ૨ | | ० | | ૩ | | ૪ | |
| સાં | + | રેં | સાં | સાં | સાં | રેં | સાં | ની | + | પ | પ |
| નિ | + | સ્ને | + | હ | નિ | ર્ભ | ય | નિ | + | રા | ગ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| × | | ० | | ૨ | | ० | | ૩ | | ૪ | |
| મં | મં | મં | મં | | | મં | | | | | |
| રેં | રેં | રેં | રેં | મં | પં | રેં | મં | રેં | સાં | ની | સાં |
| ભૂ | + | ત | લ | વિ | ચ | ર | ત | સુ | ભા | + | ગ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| × | | ० | | ૨ | | ० | | ૩ | | ૪ | |
| ની | સાં | રેં | રેં | સાં | + | રેં | સાં | + | ની̲ | મ | પ |
| ત | પ | ત | પ | તા | + | ઈ | હા | + | ત્યા | + | ગ |

## સંચારી

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| × | | ० | | ૨ | | ० | | ૩ | | ૪ | |
| સા | સા | ની̲ | ની̲ | + | ની̲ | ની̲ | પ | પ | મ | પ | પ |
| ઉ | પ | + | સ | + | ર્ગ | ધ | ન | ઉ | પ | જ | ત |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| × | | ० | | ૨ | | ० | | ૩ | | ૪ | |
| મ | + | પ | સાં | + | સાં | સાં | + | ની̲ | ની̲ | પ | પ |
| ક્ષાં | + | તિ | યુ | + | ત | સ | + | ર્વ | સ | હ | ત |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | મ | | | | મ | | | | | |
| મ | પ | રે | મ | ની̲ | પ | રે | રે | મ | રે | સા | સા |
| ધ | ન | ધા | તિ | વિ | + | ના | + | શ | ક | ર | ત |

| | | | | | |
|---|---|---|---|---|---|
| સા + | રે રે | સા સા | પ રે | મ રે | સા સા |
| કે + | વ લ | ચિ ત્ર | વિ મ | લ લ | હ ત |

### અભોગ

| x | ૦ | ૨ | ૦ | ૩ | ૪ |
|---|---|---|---|---|---|
| મ પ | ની સાં | સાં + | સાં + | ની સાં | સાં સાં |
| વ ર | વ ચ | ના + | મૃ ત | વ ર | સં ત |

| x | ૦ | ૨ | ૦ | ૩ | ૪ |
|---|---|---|---|---|---|
| ની સાં | રેં મં | રેં સાં | ની સાં | રેં સાં | ની પ |
| ભૂ + | રિ ભ | વિ ઉપ | કા + | ર ક | રં ત |

| x | ૦ | ૨ | ૦ | ૩ | ૪ |
|---|---|---|---|---|---|
| મં મં | મં મં | | | | |
| રેં રેં | રેં રેં | મં પં | રેં મં | રેં ડ | સાં સાં |
| પા + | વ ત | શિ વ | પ દ | વી સં | + ત |

| x | ૦ | ૨ | ૦ | ૩ | ૪ |
|---|---|---|---|---|---|
| મ પ | સાં સાં | ની પ | રે મ | રે રે | સાં સા |
| મા + | નિ ક | સૂ + | રિ નિ | ત ન | મં ત |

## (૨) શ્રી વૈરાગ્ય પદ.

( રાગ હમીર-ત્રિતાલ રાહ-ઠીટ લંગરવા કૈસે )

**જાગ જીયરવા વેલા શુભ આઈ, જીયરવા વેલા શુભ.**
**ભવ જાવે ખાલી ત્યાગ નિંદરિયાં-જાગ જીયરવા.**

અંતરા

જીંદગી યહ ઘટવા લાગી, ચેત ઇહાંસે વેગે ચલના.
માનિક વિભુકો લાગ સિમરવા, શીખ મેરી સાચી માની
સુધરવા–વેલા.
( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

(૩) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ તિલંગ–જપ તાલ )

પ્રભુકે ભજન બીન, કૈસે તરોગે,
કૈસે તરોગે ભવપાર. –પ્રભુકે

અંતરા

ભક્તિ બીના તું ભટકત ભવ સાગર,
ચાહે બ્રહ્માંડ ફીરોગે, શિવ લક્ષ્મી નાહી વરોગે–પ્રભુકે
( લક્ષ્મીચંદ મોહનલાલ )

(૪) શ્રી સુવિધિ જિન સ્તવનં

(રાગ-પીલુ મિશ્ર–ત્રિતાલ–રાહ–ધીરેંસે ગગરી ઉતાર લીયો રે)

[1]નિર્વૃતિ નગરી દિખાય દીયોરે–મોહે.
નગરી દિખાય દીયો, નૈયાં તિરાય દીયો,
જ્યોતિયાંસેં જ્યોતિયાં મિલાય દીયોરે–મોહે.

૧ મોક્ષ.

અંતરા

સુવિધિ સ્વામી નામી, [1]જગતી નાથ ઝાલી હાથ,
માનિક સૂરિકો ઉદ્ધાર લીયોરે. —મોહે.

( શ્રીવિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૫) શ્રી સાધારણ જિન સ્તવનં

(રાગ—ભીમ પલાશ—ત્રિતાલ—રાહ—અજહુ ન આયે હે શ્યામ)

મુજ ચિત્ત આવો હે તાત,
અર્હંન સ્વામી નામી, તુમ ગુણ ગણ ગાઉં —મુજ

અંતરા

માનિક જો મુજ ચિત્ત વસો,
શમ સુખ રસ બહુ પાઉં —મુજ

( શ્રીવિજય માણિક્ય સિંહ સૂરિ )

વાદી—મધ્યમ નોટેશન— સંવાદી—ષડજ

આરોહ—ની સા ગ મ પ ની સાં અવરોહ—સાં ની ધ પ મ ગ રે સા

ગાવાનો ટાઈમ દિવસનો ત્રીજો પ્રહર

| ૩ | × | ૨ | |
|---|---|---|---|
| ની પ ગ મ | પ + ની + | પ ની સાં રેંસાં | સાં ની ધ પ |
| મુ જ ચિ ત્ત | આ + વો + | + + + ++ | હે તા ડ ત |
| મ પ ગ મ | ની પ સાં ની | રેં સાં ની ધપ | મપ ની ધ પ |
| અ ર્હં ન સ્વા મી | ના મી તુ મ | ગુ ણ ગ ણ+ | ગા+ + ઉં+ |

૧ જગત્પતિ.

અંતરા

| × | ૨ | ० | ૩ |
|---|---|---|---|
| ની પ ની ની | સાં + સાં + | ની સાં મં ગં | રેં + સાં + |
| મા + નિ ક | જો + મુ જ | ચિ + ત્ત વ | સો + + + |
| ની પ સાં ની | રેં સાં ની ધપ | મપ સાંની ધપ | ની પ ગ મ |
| શ મ સુ ખ | ર સ બહુ+ | પા+ ++ ઉંડ | મુ જ ચિ ત્ત |

## (૬) શ્રી સાધારણ જિન સ્તવનં

રાગ–યવન–ઝુમરા, રાહ–ઝળકે ઉષા )

મુરતી જૈની આ દીઠી, પાપ [૧]કલાપ અમાપ
હરંતી નયને આ —મુરતી

અંતરા

અખીયાં પ્રશમ [૨]પીયૂષ રસ ભીની
[૩]આનન [૪]અંબુજ અનુહારી,
હસ્તે [૫]હેતિ નો [૬]નિકટે નારી.
[૭]નીરાગી માનિક રૂપ ધરંતી —મુરતી

( શ્રીવિજય માણિક્ય સિંહ સૂરિ )

૧ સમૂહ. ૨ અમૃત. ૩ મુખ. ૪ કમળ. ૫ હથિયાર. ૬ પાસે. ૭ નીરાગી રત્ન.

## (૭) શ્રી સાધારણ જિન સ્તવનં.

(રાગ ભીમપલાશ-જપ તાલ, રાહ-પ્રેમસેવાશરન)

નાથ તોરા શરન, ઉદ્ધાર પતિત જન

અંતરા

ભવ સાગરે ભ્રમત, રાહ સાચો ના મીલત.
નૈયા મોરી તુંહી તાર, શિવ લક્ષ્મીકે દાતાર
નમું તોરા ચરન —નાથ.

(લક્ષ્મીચંદ મોહનલાલ)

## (૮) શ્રી વૈરાગ્ય-પદ

(રાગ-આશાવરી-ત્રિતાલ-રાહ-શાને મચાવે શોર પપૈયા)

વેગે વિચારો વાત વિવેકી, વેગે વિચારો વાત

અંતરા

[1]વાસર બીતે ખાને પીનેમેં, નિંદમેં બીતે રાત
માનિક જયસો ભવ માનવકો, કવડી સાટે જાત—વિવેકી

(શ્રીવિજય માણિકય સિંહ સૂરિ)

## (૯) શ્રી સાધારણ જિન સ્તવનં

(રાગ-ભીમપલાશ-ત્રિતાલ-રાહ-બીરજમેં ધૂમ મચાઈ કાના)

ભુવનમેં આણ મનાઈ સાંઈ
વારી જાઉં મેં અરિહા નામ વા —ભુવનમેં.

---

૧ દિવસ.

અંતરા

સબ ભવિજન મીલ ભાવે સેવત હે
સંસ્તવે માનિક ત્રિકાલ —ભુવનમેં.
( શ્રીવિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૧૦) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ–યવન–અધ્ધો (ખ્યાલ) રાહ–નાથ જાઉં દીન રેન )
નિત યાચું વીતરાગ દાની વિભુ,
ધ્યાની જ્ઞાની પ્રધાન —નિત

અંતરા

એહી દાની માનિક અરપે, શિવ સુખ દાન —નિત
( શ્રીવિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૧૧) શ્રી વૈરાગ્ય પદં

( રાગ–આશાવરી–ત્રિતાલ–રાહ–શાને મચાવે શોર પપૈહા )
સાને ભુલે છે ભાન મુરખ મન
તન ધન માયા સબહી જુઠો
વ્યર્થ કરે અભિમાન —મુરખમન

અંતરા

માનવ ભવ જાયે પલપલમેં, આયુ કપૂર સમાન
અંત સમે કોઇ કામ ન આવે, વ્યર્થ લક્ષ્મી અભિમાન
અંતમે ધાર પ્રભુકા ધ્યાન —મુરખમન

( લક્ષ્મીચંદ મોહનલાલ )

## (૧૨) શ્રી નેમિ જિન સ્તવનં

( રાગ–સારંગ–જપતાલ, રાહ—આલી સીયાવર )

નેમી જિનેશ્વર મુદ્રા નિહાલી
કુમતિ કુટિલા વિછુટી, મોહ નાઠો માઠો —નેમી

અંતરા

માનોક વર સુમતિ આઇ સુખદાઇ
મલી પ્રિયા અતિ વ્હાલી —નેમી

( શ્રીવિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૧૩) શ્રી વૈરાગ્ય પદં

( રાગ–આશાવરી–પંજાબી, રાહ–પહરવા જાગો )

જીયરવા જાગો જાગોરે
જાગોરે યમની માથે મ્હોટી બીક —જીયરવા

અંતરા

અગણિત યું ખાલી જન્મ ખોયા
ચેત ચેત માનીક -જીયરવા

( શ્રીવિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૧૪) શ્રી જિનવાણી-સ્તવનં

( રાગ-પીલુ-ત્રિતાલ, રાહ-પપૈયારે પીયુકી બોલી ન બોલ )

સુનીજેરે જિનકી વાની રસાલ

અંતરા

જિન વાની માની, ગુન ખાની જાની
સાચી માનીક સાર -સુનીજેરે

( શ્રીવિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૧૫) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ-યવન-તીલવાડા-ખ્યાલ, રાહ-કુમુદી કરમાય )

જિંદગી યહ જાય વૃથા
વિભુને સમર્યા વિના પ્રતિદિન, પ્રાણી પીડાય વૃથા
-જિંદગી

અંતરા

જિન વિન જ્ઞાન મીલે ના, વિન જ્ઞાન ના મીલે શિવ
જીવ માનીક મોહે મુંઝાય વૃથા -જિંદગી

( શ્રીવિજય માણિક્ય સિંહ સૂરી

વાદી–ગંધાર – નોટેશન – સંવાદી–નિષાદ

આરોહ-સારેગ, મૅપ, ધ, ની સાં અવરોહ–સાંની, ધ, પ, મૅગ, રેસા

સમય–રાત્રિનો પ્રથમ પ્રહર

નીધ

જિદ

| ૨ | | | | × | | | | ૨ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પ | + | ધમૅપ | મૅગ | પ | + | ધમૅપ | રેગ | નીરેગમૅ | પ | ગમૅ | રેગ |
| ગી | + | +++ | યહ | જા | + | +++ | ++ | ++++ | + | ++ | યત્ |

| ૦ | | | | | | | | × | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રેસા | ની | સા | નીધ | પ | + | ધમૅપ | મગ | મૅ | + | + | ગ |
| થાડ | + | + | વિભુ | ને | + | +++ | સમ | ર્યા | + | + | વિ |

| ૨ | | | | ૦ | | | | ૩ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મૅ | પ | ગમૅપધ | નીધપમૅ | ગ | મૅ | ધ | ની | નીરેગમૅ | | મૅપ | મૅગ |
| ના | + | ++++ | ++++ | પ્ર | તિ | દિ | ન | પ્રા+++ | | ++ | ણીપી |

| × | | | | ૨ | | | | ૦ | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પ | મૅપ | + | ગમૅપધપ | રે | ગ | નીરેગમૅ | રેગ | રે | ની | સા | + | નીધ |
| ડા | + | + | +++++ | + | + | ++++ | યત્ | થા | | + | + | જીંદ |

અંતરા

| ૩ | × | ૨ | ૦ |
|---|---|---|---|
| રે ગ પ ગ | સાં + સાં સાં | નીરેં સાં + સાં | રેં ગં રેં સાં |
| જી ન વિ ન | જ્ઞા + + નમી | લેડ + + ઽના | વિ ન જ્ઞા ન |

| ૩ | × | ૨ | ૦ |
|---|---|---|---|
| ની + મેંધનીસાં ધ | ની + ની ધપ | પ મેં ગ રે | ની રે ગ મેંગ |
| ના + ++++ મી | લે + + શિવ | જી વ મા ની | ક મો હે મું+ |

| ૩ | × | ૨ |
|---|---|---|
| પ + ગમેંપ નીધ | પ + ધમેંપ રેગ | નીરેગમેં પ ગમેં રેગ |
| ઝા + +++ ++ | + + +++ ++ | ++++ + ++ યત્ન |

| ૦ |
|---|
| રેસા ની સા નીધ |
| થા+ + + જીદ |

---

## (૧૬) શ્રી શીલ પદ

( રાગ-કાફી-જપ તાલ, રાહ-જારે પતંગવા )

જારે [૧]અનંગ તું દૂર જારે
મોસે ઝટ દૂર વહ્યો જા —જારે

---

૧ કામ.

અંતરા

દુખ દીઠાં ભારી અબતક અધમ તુજ સંગે
ખાલી મોહે કુટિલ કયું સતાવે,
શીલ સંગત કીની માનિક રંગે —જારે

( શ્રીવિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૧૭) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ–ભુપ–તીલવાડા–ખ્યાલ )

શરન ભયો અબ તેરો પ્રભુ જગમેં મુજકો
મમ લાગી તોસેં પ્રીત દીલસેં —શરન

અંતરા

મોરા નાથ જિનજી સદા તુંહી તારે
અવર ન માનું તાર તું તાર હમકો
શિવ લક્ષ્મી સુખ દાતાર —શરન

( લક્ષ્મીચંદ મોહનલલાલ )

## (૧૮) શ્રી વૈરાગ્ય પદં

( રાગ–શંકરા ત્રિતાલ, રાહ–માથે તેરે ધાર )

જીયા મોરા જાગ હો જંજાલી
કાળ માથે ભમે હો વિદેશી —જીયા

અંતરા

કામ વિષયમાં રાચી માચી, કિમ નિત રમેહો વિદેશી
સાધી લે તું હિત માનિક વિચારી —જીયા

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૧૯) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ, વાગેશ્રી-ત્રિતાલ- રાહ—સખીરી મેં તો જાઉં )

સખીરી મેં તો ચાહું વિભુકો સિમરવા
મોહ વૈરી મોહે નિત સતાવે
આલંબન એહી મોહ સંહરવા —સખીરી

અંતરા

મારૂં ઉનકો એકજ ક્ષણમેં, ગાઇ રીઝાઇ હીર દે ધરકે
[1]ભુવન માનિક વિભુ ધ્યાઈ સુધરવા —સખીરી

( શ્રીવિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૨૦) શ્રી સાધારણ જિન સ્તવનં

(રાગ-કાફી-દીપચંદી (ખ્યાલ) હોરી, રાહ—મારો ન ભર પીચકારીરે)

તારોજી જગ ઉપકારીરે
હે નાથ મોહે વૈરિ વિદારી —તારોજી

૧ જગતમાં રત્ન સમાન—પ્રભુ.

અંતરા

[1]અખિલ વિપત મોરી દૂર કર ડારો
તારો તારો શિવ સુખકારી
[2]વિકૃતિ વાસિત મોરે ચિત્તકો સુધારી
માનિક ગુણ પ્રસારી —તારોજી

( શ્રીવિજય માણિક્ય સિંહ સૂરિ )

(૨૧) શ્રી મહાવીર જિન સ્તવનં

( રાગ ભુપાલી–ત્રિતાલ )

શુભ ઘડી નૌબત બાજે મંદિર
વીર જનમ ભયો આજે —શુભ

અંતરા

માત ત્રિશલા મન હરખાયે, દીન બંદીજન સંકટ જાવે
ઘર ઘર મૈંગલ સંગીત ગાવે,
લક્ષ્મી દાન દીન સબ જન પાવે
સેવા કરન સુર ઇંદ્ર આવે —શુભ

( લક્ષ્મીચંદ મોહનલાલ )

૧ સર્વ. ૨ વિકાર.

## (૨૨) શ્રી ધૃતિ પદં

(રાગ–વાગેશ્રી એકતાલ (ખ્યાલ) રાહ–એ સખી મન માને ના)

એ જીયા ધર [૧]ધૃતિકો
ધૃતિ બીન ફલ ના મિલત તોહે
ચિત્ત વશ થાય નહી —એજીયા

અંતરા

પ્યારા ધીરજ આવે જબ
[૨]વર ધર્મે માનિક સ્થિરતા થાય સહી —એજીયા

( શ્રી વિજય માણિકય સિંહ સૂરી )

## (૨૩) શ્રી પાર્શ્વનાથ જિન સ્તવનં

( રાગ–ભૈરવ, ચોતાલ–રાહુ–ગૌંગાધર ત્રિનયન )

[૩]વામા સુત [૪]પુરુહૂત નૂત નામી
પાર્શ્વનાથ શ્રીસનાથ આપે શિવ [૫]આથ —વામા

અંતરા

ગુણ નિધાન પરિપૂર્ણ જ્ઞાન
વિશ્વ ચંદ્ર પારંગત [૬]માણિકયા નંદી સદા પરિ —વામા

( શ્રી વિજય માણિકય સિંહ સૂરિ )

---

૧ ધીરજ. ૨ સુંદર. ૩ વામા માતાના પુત્ર. ( પાર્શ્વનાથ. )
૪ ઇંદ્ર સ્તુત. ૫ સંપદા. ૬ માણિકયને આનંદ પમાડનાર.

(૨૪) શ્રી સાધાણ જિન સ્તવનં

(રાગ-બીહાગ દીપચંદી (ઠુમરી) રાહ-જમુના જલ સજની રે)

અરિહા જિનવરકોરે, રંગે ધ્યાઉં,

અંતરા

મોહકો મારી, ધર્મ કો ધારી,
માનીક શિવ પદ પાઉં —અરિહા.

( શ્રીવિજય માણિક્ય સિંહ સૂરિ

(૨૫) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ બીહાગ-ત્રિતાલ )

શુભ ધન હય પ્રભુ નામ મનવા,
નિસદિન લે પ્રભુ નામ મનવા.

અંતરા

ચોર ન લુંટત, લક્ષ્મી ના ખુટત,
અરપત અવિચલ ધામ મનવા —નિસદિન

( લક્ષ્મીચંદ મોહનલાલ )

(૨૬) શ્રી કોકા પાર્શ્વનાથ જિન સ્તવનં

( રાગ-દુર્ગા, જપતાલ, રાહ-સખી મોરી રૂમ ઝુમ )

પ્રભુ તોરી ઝલહલ, મુરત, ઝલકે ચલકે,

અંતરા

સૂરિ માણિક્યા નંદી સુરતી ચમકે,
વારિ જાઉં મેં કોકા પાસ —પ્રભુ.

( શ્રીવિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૨૭) શ્રી શાંતિનાથ જિન સ્તવનં

( રાગ- શ્રી-સુલતાલ, રાહ-ગૌરી અરધાંગ )

શાંતિ જિન ચંદ, દેખત આનંદ,
ગર્ભ સેં મારી વારી —શાંતિ.

અંતરા

[1]મંજુલ, [2]નર માનીક, ચક્રીવર પંચમ,
જિન વર સોલમ, [3]વસુ વાન —શાંતિ.

( શ્રીવિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૨૮) શ્રી વૈરાગ્ય પદં

( રાગ છાયાનટ-ત્રિતાલ, રાહ-ભરી ગગરી મારી ઢુરકાઈ છેલ )

અરે મનવા મિથ્યા, મગરૂબી મેલ,
નાહક મોહક જગકા ખેલ —અરે.

૧. સુંદર, ૨. પુરૂષોમાં રત્ન સમાન. ૩. સુવર્ણ વર્ણ.

અંતરા

ચેત જરા ચિત્ત જીવિત જાત વહી,
આખિર આશ્રય કોઇ નહી, માનિક સુકૃત સુખકી વેલ-અરે
( શ્રીવિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૨૯) શ્રી વૈરાગ્ય પદ

( રાગ-દરબારી-ત્રિતાલ, રાહ-મધુવનવા આંધારે )

જીવન આ જાવે રે,
જાવે પલ પલ અંજલિ જલ જ્યું.
નિજ હિત સાધો કાંઈ ઝટ જાની —જીવન.

અંતરા

મુકો મિથ્યા માયા-મમતા, વિચારી સારી ભાઈ
સૂરિ માનિકકી વાનિ —જીવન.
( શ્રીવિજય માણિક્ય સિંહ સૂરિ )

વાદી-રિષભ — નોટેશન — સંવાદી-પંચમ

સમય-મધ્ય રાત્રિ

આરોહ- ની સા રે ગ રે સા મ પ ધ ની સાં — અવરોહ- સાં ધ ની પ મ પ ગ મ રે સા

| ૩ | × | ૨ | ૦ |
|---|---|---|---|
| પ મ પ મ પ | ધ + ની + | સા રે + સા રે | ગ + + + |
| જી + + વ ન | આ + + + | + જા ડ વે + | રે + + + |

| | | |
|---|---|---|
| + રી + સા | ની સા રે રે | સા ની સા ની સા રે મ |
| + જા + વે | પ લ પ લ | આં જ + લિ+ ++ |

| | | |
|---|---|---|
| રે સા ની સા રે ની ધ | ની પ મ પ | ધ + ની + |
| જ + લ+ + જ્યું | + જી વ ન | આ + + + |

| | | | |
|---|---|---|---|
| સા રે + રે | ગ + + + | ગમ રેસા રેમ | પ + ની ની પમ |
| + જા + વે | + + + + | નિ+ જ+ હિત | સા + ધો+ કાં+ |

| | |
|---|---|
| પ ગ મ રે | સા રે + રે મ |
| + ઇ + ઝ | ટ જા + ની |

## અંતરા

| × | ૨ | ૦ | ૩ |
|---|---|---|---|
| મ મ + ગ | પ + નીપ મપ | સાં + ધ ની | ગં મં રેં સાં |
| મૂ કો + મિ | થ્યા + મા+ ++ | યા + + + | મ મ તા + |

| | | | |
|---|---|---|---|
| + મ પ + | સાં + ની પ | ગ મ રે સા | રે + સા + |
| + વિ ચા + | રી + + + | સા + રી + | ભા + ઈ + |

| | | | |
|---|---|---|---|
| મ ની પ મ | રેં રે સા + | ની સા રે ધ | ની પ મ પ |
| સૂ રિ મા + | નિ ક કી + | વાં + + ની | + જી વ ન |

## (૩૦) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ-કાફી-ઘુમાલી, રાહ-કૈસી બંસીયાં બજાઇ )

કૈસી આંગી રચાઈ, સુંદર દેતી દીખલાઈ,
પ્રભુકી દેતી દીખલાઇ, સુંદીર દેતી દીખલાઇ —કૈસી.

અંતરા

કેશર ચંદન પુષ્પકી કલીયાં, બીચમેં સોહે પ્રભુકી મુરતીયાં
રત્ન જડીત સિંહાસન સોહે, મૌતિક માળા કૌંઠમેં તોહે
પ્રભુ દરસન બીન, કલ ના પરત મોહે
શિવ લક્ષ્મી દે મીલાઈ —પ્રભુકી.

( લક્ષ્મીચંદ મોહનલાલ )

## (૩૧) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ–વાગેશ્રી–તીલવાડા, રાહ–કૌન ગત ભઈ )

કૌન તુમ બીન સાચા બતાવે રાહ
વિભુ એજો હમરા જીવિત જાવે —કૌન

અંતરા

ભવ[1] કાંતારે ફીરંતા પ્રાની,
તુમરે વચન માનિક જો માને, તુરત બતાવે રાહ —કૌન

(શ્રી વિજય માણિકય સિંહ સૂરિ)

## (૩૨) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ–તીલક કામોદ–ત્રિતાલ, રાહુ–નીર ભરન કૈસે જાઉં )

શિવ નગર કસે જાઉં સખીરી વર,
વિઘ્ન કરત ઘાતિ કરમ[2]વાર મૈં —શિવ.

અંતરા

ધ્યાઉં નિખિલ વિઘ્ન હર અરહન ધ્યાન,
ઈન સૂરિ માનિક જિન બિન
દુસરો નહિ આધાર વર —શિવ.

( શ્રીવિજય માણિકય સિંહ સૂરિ )

૧ અટવી. ૨. સમૂહ. ૩ સર્વ.

## (૩૩) શ્રી વૈરાગ્ય પદ

( રાગ-ભૈરવ-ત્રિતાલ, રાહ–સાંબ સદાશિવ ભોલા પ્યારે )

દુર્લભ નર ભવ પાઇ પ્રાની,
ભજ ભજ શમ દમ તપ જપ સંજમ,
તજ તૃષ્ણા દુખ દાઇ –દુર્લભ

અંતરા

દામ [1]ધામ રૂપ યૌવન સુંદર,
[2]નશ્વર સબ જ્યું [3]નભ ગત બાદર
મુંચ મમત્વ [4]ધરમ માનિક ધર –દુર્લભ

( શ્રીવિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૩૪) શ્રી શીતલ જિન સ્તવનં

( રાગ–જૌનપુરી–ત્રિતાલ, રાહ–કાન ન કર મોસે રાર )

શીતલ જિન મોહે તાર અબહી,
[5]ભીષણ આ સંસાર સાગર
ભય જલ ભરિયો [6]ભૂરિ [7]દુઃખાગાર –શીતલ

૧ ઘર. ૨ નાશ થનાર. ૩ આકાશમાં રહેલ વાદળ.
૪ ધર્મરૂપ રત્ન. ૫ ભયંકર. ૬ બહુ. ૭ દુઃખનું ઘર.

અંતરા

તારક તું મહા પુણ્યે મળિયો,
અરિહા માનિક દાસકો ઉગાર —શીતલ

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૩૫) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ માલકંસ-ત્રિતાલ, રાહ-મુખ મોર મોર )

પગ ઘુંઘર બાંધ કર નાચું,
નાચત ભાવે પ્રભુ દરબારે, મોક્ષહી ફલ મેં યાચું —પગ

અંતરા

યહ જોબનકા કયા ભરોંસા, વ્યર્થ માયામેં રાચું,
લક્ષ્મીચંદ કહે સુમર સુમર મન,
પ્રભુ શરન એક સાચું —પગ

( લક્ષ્મીચંદ મોહનલલાલ )

## (૩૬) શ્રી વૈરાગ્ય પદં

( રાગ-બીહાગ-એકતાલ (ખ્યાલ) રાહ-કૈસે સુખ સોવે )

જાવે અતિ વેગે જોબનિયાં
ચેત ચતુર ચિત્ત જરી —જાવે

અંતરા

આવે આવે જરા દેખ [1]દૃગ ખોલ,
માનિક જ્ઞાન ધરી —જાવે

(શ્રી વિજયમાણિક્ય સિંહ સૂરિ)

## (૩૭) શ્રી વાસુપૂજ્ય જિન સ્તવનં

(રાગ–અડાણા–ત્રિતાલ, રાહ–એરી મોહે જાને દે)

એરી મોહે ગાને દે,
એરી શ્રી વાસુપૂજ્ય ગુનોકે ગાનકો —એરી

[2]ભૂરિ ભાવે ગાઉં, ભુવન માનીક
વિભુકે ગુન વિતાનકો —એરી

(શ્રી વિજયમાણિક્ય સિંહ સૂરિ)

વાદી–ષડજ (તાર સપ્તકનો) નોટેશન — સંવાદી–પંચમ

આરોહ–સા રે મ પ ધ ની સાં   અવરોહ–સાં ધ ની પ મ પ ગ
મ રે સા

ગાવાનો ટાઈમ રાત્રિનો ત્રીજો પ્રહર

| ૩ | × | | ૩ મ / એ |
|---|---|---|---|
| પ ની + પ | સાં + ની ધ | ની + ની + | પ + + મ |
| રી મો + હે | ગા + + + | + + ને + | દે + + ગા |

૧ નેત્ર. ૨ બહુ.

| | | | |
|---|---|---|---|
| | | સા | |
| નિ પ + નિ | પ + મ ગ | મ + રે + | સા + + નિ |
| + + ને + | દે + + + | એ + રી + | શ્રી + + વા |

| | | | |
|---|---|---|---|
| મ | પ | | |
| સા રી મ પ | ની પ ની + | સાં + સાં ની | રેં સાં + મ |
| + સુ + પૂ | જય ગુ નો + | કે + ગા + | ન કો + એ |

મ

ભૂ

## અંતરા

| | | | |
|---|---|---|---|
| પ ની પ ની | સાં + + + | ની + સાં + | સાં + + ની |
| + રિ + + | ભા + + + | + + + + | વે + + ગા |
| સાં રેં + સાંરેં | ની + સાં રેં | સાં + ની ધ | ની + પ મ |
| + ઉ + ભુ+ | વ + ન + | મા + + + | + + + ની |

| | | | |
|---|---|---|---|
| | મં | | |
| પ ની ની સાં | ગ + મં + | રેં + + + | સાં + + ની |
| + ક + વિ | ભુ + + + | + + + + | કે + + ગુ |
| રેં સાં + રેં | ની + સાં રેં | સાં + ની ધ | ની સાં + મ |
| ન વિ + તા | ન + + + | કો + + + | + + + એ |

## (૩૮) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ- માલકંસ-ત્રિતાલ, રાહ-નીર ભરન મૈંતો ચલી )

એક સરન મોહે અરિહંત હ,
દુસરે દેવ નહી જિંદગીમેં ચાહું —એક

અંતરા

અરિહાકે ગુન મૈં તો ગાઉં ઉમંગે,
ધ્યાઉં ભુવન માનીક સુખકાર મોહે —એક

( શ્રીવિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૩૯) શ્રી વૈરાગ્ય પદં

(રાગ-વાગેશ્રી-ત્રિતાલ, રાહ-કૌન કરત તોરી બિનત પીયરવા)

જાગ મુસાફીર જિંદગી થોરી,
ઔસર બિતી જાય-કયા સોવે તું રેન અંધેરી —જાગ

અંતરા

તન ધન, લક્ષ્મી કામ ન આવે
ચેતન ચેત તું બાદલ ઘેરી —જાગ

( લક્ષ્મીચંદ મોહનલાલ )

વાદી–મધ્યમ – :નોટેશન– સંવાદી–ષડજ

આરોહ–સા ની ધ ની સા મ ગ મ ધ ની સાં અવરોહ–સાં ની ધ મ ગ મ ગ રે સા

સમય–મધ્ય રાત્રિ.

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| | ની | | મ |
| + સાં સાં નીસાં રેં | સાં + ધ મ | ની ધ મ ગ | ગ રે + સા |
| + જન ગ મુ + + | સા + ફી ર | જીં + દ ગી | થો + રી + |
| ધ ની સાં સાં | મ ધ ની ધ | મધ ની ધ મ | ગ + રે સા |
| ઔ + સ ર | બી + તી + | ++ + + + | જન + + ય |
| મ<br>ગ મ ધ ની | સાં + સાં સાં | સાં + સાં સાં | ધની સાંરેં ની ધ |
| કયા + સો + | વે + તું + | રે + ન અં | ધે+ ++ રી + |

અંતરા

| | | | |
|---|---|---|---|
| ગ મ ધ ની | સાં ની ધ ની | સાં + સાં સાં | સાં રેં ની સાં |
| ત ન ધ ન | લ + ક્ષ્મી + | કા + મ ન | આ + વે + |

| | | | |
|---|---|---|---|
| સાં મં ગં ગં | રેં રેં સાં સાં | ધ ની સાં સાં | રે સાં ની સાં ધ |
| ચે + ત ન | ચે + ત નું | બા + દ લ | ઘે + રી ડ + |

## (૪૦) શ્રી ધર્મનાથ જિન સ્તવનં

( રાગ–ખમાજ–દાદરા–રાહુ–આજ શ્યામ મોહલીની )

ધર્મનાથ તાર મોહે–કુમતિ હટાય કે,
સુમતિ સજાય સ્વામી, મોહકો મિટાય કે —ધર્મ

અંતરા

ઝટપટ [1]ઘન કરમ કાપ, [2]દર્શન ગુણ પરમ આપ
ફાર સાર [3]ચરણ ફલે, માનિક લહે જ્યું મોક્ષકો —ધર્મ

( શ્રીવિજય માણિકય સિંહ સૂરિ )

## (૪૧) શ્રી સાધારણ જિન સ્તવનં

રાગ–બીહાગ–અદ્ધો (ખ્યાલ) રાહુ–તરીકો પાર )

અરિહા નાથ આવો વ્હારે
વિપત્તિ આ ભવની વિદારો
દીન દયાલ આવો વ્હારે —અરિહા

---

૧ નિવિડ. ( કઠન ) ૨ સમકિત. ૩ ચારિત્ર.

અંતરા

પ્રતિદિન ક્રોધાદિક [1]અરિ પીડે
માનિકકો તું બચાવ તાત —અરિહા

( શ્રીવિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૪૨) શ્રી રત્ન ત્રયી સ્તવનં

( રાગ-હંસ ધ્વનિ-ત્રિતાલ )

સૂરિજન [2]રત્ન ત્રયીકો અવધાર
[3]શ્રેયસ સાધન શુદ્ધ વિચાર —સૂરિજન

અંતરા

સૂરિ માનિક કહત [4]સતત [5]યહ
ભવિ ભજે ગુણ સજે, શિવ [6]વ્રજે સુવેગે —સૂરિજન

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૪૩) શ્રી મહાવીર જિન સ્તવનં

(રાગ-તિલંગ-પંજાબી (ખ્યાલ) રાહ-નનંદીયા કૈસે નીર ભરૂં )

બિનતિયાં માનો વીર વિભુ

૧ શત્રુ. ૨ સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્ર. ૩ મોક્ષ, ૪ નિરંતર
૫ રત્નત્રયી. ૬ પામે અથવા જાય.

અંતરા

સૂરિ માનિક શિવ સુખ આપો.
કરુના કર અરિહા —બિનતીયાં

( શ્રીવિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૪૪) શ્રી અરનાથ જિન સ્તવનં

( રાગ-શંકરા-ચંપક સ્વારી, રાહ—આયે મેરે સ્યામ સુંદર )

આવો મેરે ચિત્ત અંતર અર નાયક
દેખત પ્યારા લાગો સુખ દાયક —આવો

અંતરા

મુદ્રા તુમારી રાગ રહિત જિન વર ન્યારી
તુમ હો નામી માનિક દેવ લાયક —આવો

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૪૫) સાધારણ જિન સ્તવનં

( રાગ-કેદાર-ત્રિતાલ )

શરન આયો નાથ નિદાન
તુમ સોં પ્રિતિ લાગી ઘટ ભીતર
માંગત પ્રભુ સો દાન —શરન

અંતરા

સુખદાતા પૂરન પરમાતમ
કૃપા કરકે રાખો મોરી લાજ
ભવો ભવ ફેરી મીટે મમ સ્વામી
દીયો મોક્ષ લક્ષ્મી સુખધામ —શરન

( લક્ષ્મીચંદ મોહનલાલ )

## (૪૬) શ્રી સાધારણ જિન સ્તવનં

(રાગ–શ્રી–એકતાલ, રાહ–આર કે કે ફુલનકે )

દેવ સાચો ભુવનમેં, અરિહા નાથ નામી રે
નમિયે મહાનંદકો, નિરખવાકે કાજ —દેવ

અંતરા

હું ચિત્ત ધ્યાઉં અરહન માનિક ગાઉં
મુદા સુવેગે શિવ પાઉં —દેવ

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૪૭) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ–જોનપુરી–એક તાલ. )

હે કરુણા નિધાન–કરુણા કર

ત્રિભુવન નાયક  તારક
તાર આયે તુમરે શરન —હે કરુણા

### અંતરા

**અજર અમર પદ પાયો તેં, કીંકર ભટકત ભવો ભવ**
**જુઠ માયા લક્ષ્મી જાલ, સત પ્રભુ તુમરે બચન —હે**

**(લક્ષ્મીચંદ મોહનલાલ)**

વાદી–ધૈવત — નોટેશન — સંવાદી–ગંધાર.

આરોહ– સા રે મ પ ધ ની સાં. અવરોહ– સાં ની ધ પ મ ગ **રે સા.**

ગાવાનો ટાઇમ દિવસનો બીજો પ્રહર.

ની ની

સા

| ૩ | ૪ | × | | ૨ | ૦ | હે |
|---|---|---|---|---|---|---|
| રે મ | પ પ | સાં સાં | ધ પ | મપ ની | ધ પ | ધ પમ |
| ક રુ | ણા નિ | ધા + | ન ક | રુઽ ણા | ક ર | ત્રિ ભુ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| પધ મપ | ગ ગ | રે સા | રે ની | સા સા | સા સા |
| વ+ ન+ | ના + | ય ક | તા + | ર ક | તા + |

| | | | | |
|---|---|---|---|---|
| સા ગં | રેં સાં | ની સાં | રેં ની | ધ પ |
| ર આ | + યે | તુ મ | રે શ | ર નહે |

## અંતરા

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| મ મ | પ પ | ધ ધ | ની ની | સાં સાં | રેં સાં | ની – |
| અ જ | ર અ | મ ર | પ દ | પા + | યો તેં | કિ + |

| | | | | |
|---|---|---|---|---|
| સાં મં | ગં ગં | રેં સાં | ની સાં રે | ની ધ પ |
| ક ર | ભ ટ | ક ત | ભડ વો | ભ વ |
| ધ ધ | ની સાં | સાં સાં | સાં + | રેં ની |
| ભુ + | ઠ મા | + યા | લ + | ક્ષ્મી જા |
| ધ પ | ધ પ | મ પ | રે મ | પ ની |
| + લ | સ ત | પ્ર ભુ | તુ મ | રે બ |

| | |
|---|---|
| સાંરેં ની | ધ પ |
| ડડ + | ચ નહે |

## (૪૮) શ્રી અજિતનાથ જિન સ્તવનં

( રાગ–પરજ–ત્રિતાલ, રાહ–મગ ચલત કાન કર હટકી )

ભજ અજિત દેવ ભવ[૧]તરણિ
પારગ તારક નાથ નિરંજન
[૨]પાતક તમ હરણે[૩]તરણિ —ભજ

અંતરા

અજિત દેવ માણિક્ય [૪]સપર્યા
સાચી શાશ્વત શિવ નીસરણિ —ભજ

( શ્રી. વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૪૯) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ–ભૈરવી–ત્રિતાલ, રાહ–મતજા મતજા જોગી )

નાવ કિનારે લગાવ સાંવરિયા
નદીયાં ગહની નાવ પુરાની,
ડૂબત જહાજ તરાવ —સાંવરિયા

અંતરા

જ્ઞાન ધ્યાન સમતાકે સાગર, ભૂલી નૈયાં તરાવ

૧ નાવ. ૨ પાપરૂપ અંધકાર. ૩ સૂર્ય. ૪ પૂજા.

અમર લક્ષ્મી સુખ ચાહત સેવક, ભવ સિંધુ પાર લગાવ

(લક્ષ્મીચંદ મોહનલાલ)

## (૫૦) શ્રી જ્ઞાન સ્તવનં

(રાગ-જય જયવંતી-ઝુમરા, રાહ-સરામાઈ સજની)

જરા ભાઇ સમજો[1] ચિદ બિન

કહો કૈસે મિલે શિવ ગતિયાં —જરા

અંતરા

માનિક જ્ઞાન વિના કયા જાને,

શિવકી બતિયાં —જરા

(શ્રી. વિજય માણિક્ય સિંહ સૂરિ)

## (૫૧) શ્રી સાધારણ જિન સ્તવનં

(રાગ-ભૈરવ-ત્રિતાલ (ખ્યાલ). રાહ-બાલમવા મોરે સૈયાં)

બાપલિયા મોરે બેલી

સદા સોભાગી રે —બાપલિયા

---

૧ જ્ઞાન.

અંતરા

મેં તો નિશ દિન તુમ ગુણ ગાઉં
જિનપ માનિક દીજે, મુક્તિ હવેલી —બાપલિયા

(શ્રી. વિજય માણિક્ય સિંહ સૂરિ)

(૫૨) શ્રી રત્નત્રયી પદં

(રાગ–મીયાંકી મલ્હાર–ત્રિતાલ, રાહ–બર્સન લાગીરે)

લગની લાગી રે હૃદયમેં
સાધનકી હિત કારી અબ
ભારી ભવ[1] ભીતિ ભાગી —લગની

અંતરા

જિન[2] વચ રુચિ[3] ચિદ જ્યોતિ ઝલકે
ચિતકું [4] ચરણ ચહે, યું સૂરિ માણિક્ય વંદે —લગની

(શ્રી. વિજય માણિક્ય સિંહ સૂરિ)

(૫૩) શ્રી વૈરાગ્ય પદં

(રાગ–ભૈરવી–ત્રિતાલ, રાહ–નાવ કિનારે લગાવ)

ધુંમત કયોં મદમેં ભમરા–ધુંમત
બહોત કર માનવ ભવ પાયો, સોચ જરા ઘટમેં–ભમરા

૧ ભય. ૨ વચન. ૩ જ્ઞાન. ૪ ચારિત્ર

અંતરા

રાવણ સરિખો લંકપતિ પણ, લોટ ગયો રનમેં–ભમરા
કાળકી નૌબત શિર પર બાજે, ચલજાના પલમેં–ભમરા
સુકૃત કરના કરલે પ્યારે, રહે મનકી મનમેં –ભમરા
લક્ષ્મી માયા સ્નેહી સબ જુઠો, પાપ પુણ્ય સંગમે–ભમરા

(લક્ષ્મીચંદ મોહનલાલ)

## (૫૪) શ્રી સુમતિનાથ જિન સ્તવનં

(રાગ–જોનપુરી–જપતાલ, રાહ–માનો જરા ઈતની કહી)

સામું જુઓ જિન સુમતિ
[૧]જિતકાશી [૨]જગતીપતિ

મન મીઠા દીઠા મોહન,
મોરી બિનતિ સુનો દયાળુ —સામું

અંતરા

[૩]નિખિલ હરકત હરન, ભવ તારન તવ શરન
માનિક હર[૪]જનિ મરન, બિનતિ એતી માનો મોહન
સુખી કરો મોહે મયાલુ —સામું

(શ્રી. વિજયમાણિકય સિંહ સૂરિ)

૧ કર્મ શત્રુને જીતનાર. ૨ જગત્પતિ. ૩ સર્વ. ૪ જન્મ.

## (૫૫) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ-પૂર્વી—ત્રિતાલ )

નૈયાં મોરી પાર કરોરે, અબ મોરે સ્વામી —નૈયાં

અંતરા

તુમ હો પ્રભુ ગંભીર જ્ઞાની અંતરજામી
મોક્ષ લક્ષ્મીકે ધામી —નયાં

( લક્ષ્મીચંદ મોહનલાલ )

## (૫૬) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ-ખમાજ-પંજાબી-રાહુ-સાચી કહો મોસે બતિયાં )

સારી દિયો મોહે મતિયાં. (૨)
હે પ્રભુ જ્યું લહું સારી ગતિયાં —સારી

અંતરા

સૂરિ માનિક અરજ નિસુની
દિયો સહાયી સારી મતિયાં —સારી

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

(૫૭) શ્રી વૈરાગ્ય પદ

( રાગ–લલિત–ત્રિતાલ, રાહ–રેનકા સપના )

[1]શ્રેયકી[2]સરણી રી મેં, કૈસે લહું રી —શ્રેયકી

અંતરા

ફોગટ માનિક જન્મ ગયા[3]વર
કાંઇ ન કીધી કરણી —શ્રેયકી

( શ્રી. વિજયમાણિક્ય સિંહ સૂરિ )

(૫૮) શ્રી વૈરાગ્ય પદ

( રાગ–તિલંગ–ત્રિતાલ મધ્ય લય )

કાહે ગુમાન ધરે જોબનપે (૨)
નાહી સોનેકા, નાહી રૂપેકા, નાહી રતન જરે
એક દિન અયસો આયગો પ્રાની
મીટી મેં દેહી મીલે —જોબનપે

અંતરા

ઉડ ગયે હંસા અમર એ આતમ, પિંજર ખાલી પરે

૧ કલ્યાણ અથવા મોક્ષ. ૨ શ્રેણી અથવા માર્ગ. ૩ સુંદર.

## પ્રભુ પદ ધ્યાવે અંતર ઘટમેં,
## શિવ લક્ષ્મી વોહી વરે — જોબનકા

**( લક્ષ્મીચંદ મોહનલાલ )**

વાદી–ગંધાર – નોટેશન – સંવાદી–નીષાદ

સમય–રાત્રનો બીજો પ્રહર

આરોહ–સા ગ મ પ ની સાં  અવરોહ–સા ની પ મ ગ સા

| | | | |
|---|---|---|---|
| સ | ૩ | × | ૨ |
| સાં ની + પમ | ગમ પની પ મ | ગ + + સા | ગ મ પ ની |
| કા + હે ગુ+ | મા+ ++ ન ક | રે + + જો | બ ન કા + |
| ની સા મ મ | પ + પ પ | ની પ મ ગ | ગમ પની પ મ |
| ના + હી સો | ને + કા + | ના + હી રૂ | પેડ ++ કા + |
| સાગ મપ ની ની | સાં ની પ ગમ | ગ + + + | સાગ મપ નીપ મગ |
| ના+ ++ હી ર | ત ન જ + | રે + + + | ++ ++ ++ જો+ |
| ગ મ પ ની | સાં + ની પ | પ ની સાં ની પ | ગ મ ગ + |
| એ ક દિ ન | અ + + ય સો + | આ + વે + | પ્રા + ની + |

| | | | |
|---|---|---|---|
| ની સાં રે સાં | ની + પ મ | ગ + + + | સાગ મપ નીપ મગ |
| મી + ટી મેં | દે + હી મી | લે + + + | ++ ++ ++ જો+ |

અંતરા

| | | | |
|---|---|---|---|
| મ પ ની પ | ની + સાં સાં | પ ની સાં રેં | ની + સાં સાં |
| ઉ + ડ ગ યે | હં + સા + | અ મ ર એ | આ + ત મ |
| ની સાં રેં સાં | પ ની સાં ની પ | મ + ગ + | નીસાં રેંસાં નીપ મગ |
| પીં + જ ર | ખ. + લો પ | રે + + + | ++ ++ ++ ++ |
| ની સાં ગ ગં | મં ગં ની સાં | ની ની સાં સાં | રે ની સાં સાં |
| પ્ર ભુ પ દ | ધ્યા + વે + | આં ડ ત ર | ઘ ટ મેં + |
| ની પ ની સાં | ની + પ મ | ગ + + + | પની સાંરે સાંની પમ |
| શિ વ લ + | [illegible]મી + વો વ | રે + + + | ++ ++ ++ ++ |

## (૫૯) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ–સોહા–ત્રિતાલ, રાહ–પલ ન સોહાય હર રંગકે બિના )

**ખિન ન સોહાય જિન આપકે બિના**

અંતરા

શંભુ સ્વયંભુ માનિક તું જગ[1]ઇન
દરસન તેરા ચાહું નિશદિન —ખિન

( શ્રી વિજયમાણિક્ય સિંહ સૂરિ )

## (૬૦) શ્રી વૈરાગ્ય પદ

( રાગ–પીલુમિશ્ર–ત્રિતાલ, રાહ–મુખડા ક્યા દેખે દરપનમેં )

ખોયા માનવ ભવ ખટપટમેં
ઘડીભર સમર્યા નહી પ્રભુ ઘટમેં —ખોયા

નાહક વખત ગમાયા નિર્લજ, લોકોંકી લટપટમેં
ગુન હીન સારી ઉમર ગાળી, છળ બળ કૂડ કપટમેં
—ખોયા

કુટિલ જનોંકી સંગત કીની, ન ગયા સંત[2]નિકટમેં
કુછભી ધરમ કરમ નહી કીના, વહકર વ્યસન વિકટમેં
—ખોયા

માનિકસિંહ કહે અબ મૂરખ, ચેતીલે ચટપટમેં
નિજ હિત કરલે જબ તક નાહી, ઝડપે કાળ ઝપટમેં
—ખોયા

( શ્રી વિજયમાણિક્ય સિંહ સૂરિ )

૧. સ્વામી અથવા સૂર્ય. ૨ સમીપે.

## (૬૧) શ્રી મુનિ સ્તવનં

( રાગ-જોગિયા-ત્રિતાલ, રાહ-મુનિજન રાગ લિખત જોગીકો )

મુનિજન સંગ તજત નારીકો
સાથ સજત નિત સુંદર શીલકો
સંજમ પાલે નીકો —મુનિજન

અંતરા

શમ દમ ધાર ભજત[1] શુચિ સંવર,
તજિ અંતર વૈરીકો
શાશ્વત શિવપદ સાધત માનિક
વંદત એ યોગીકો — મુનિજન

(શ્રી વિજયમાણિક્ય સિંહ સૂરિ )

## (૬૨) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ-ઝીંઝોટી-ચોતાલ, રાહ-ઇતના કોઉ કહો )

અરિહા સ્વામી સુનો મોરી બિનતિ
જિનરાજ આજ તુમ શરન આયો
નાયક ઝટપટ નિવારો
જન્મ જરા મૃતિકો દુખ ભારી —અરિહા

૧. પવિત્ર.

અંતરા

દાયક પ્રભુ દયાલુ માનિકકો
[1]મધુર[2]મહોદય પદ દીયો વિપદા વિદારી –અરિહા

( શ્રી વિજયમાણિકય સિંહ સૂરિ )

## (૬૩) શ્રી મહાવીર જિન–સ્તવનં

( રાગ–આશાવરી મિશ્ર–ત્રિતાલ, રાહ–ઝુલના ઝુલાવો રી )

પારણું ઝુલાવે રી ત્રિશલા માતા પ્રીતે
ગાયન ગાવે, મીઠાં ગાયન ગાવે
ઉલટ ઉર ના માવે. –પારણું

અંતરા

હાલો હાલો વીરને[3]બંધુર સ્વરે બોલે
રસ યુત વાની માનીક –પારણું

( શ્રી વિજયમાણિકય સિંહ સૂરિ )

## (૬૪) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ–દરબારી. ત્રિતાલ, રાહ–તુમને હમકો ના પીછાના )

૧ સુંદર. ૨ મોક્ષ. ૩ સુંદર.

મોરી બિનત ભૂલ મત જાના
ભવ જલસેં પાર તીરાના
કામ ક્રોધ માયામેં ફસે હમ
પ્રભુ ઉનીસે હમકો બચાના —મોરી.

અંતરા

અન્ય દેવકા કયા ભરોસા, ખુદ માયામેં લીપટાયા
તારોજી તારોજી તુમ હમારી નૈયા,
તેરી છાયા છોડ કહાં જાના
શિવ લક્ષ્મી રાહ દિખલાના —મોરી.

(લક્ષ્મીચંદ મોહનલાલ)

## (૬૫) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ-પટમંજરી-ત્રિતાલ-ઠુમરી, રાહુ-પતિયારે લિખ ભેજું )

જીઉરા રે નિત સેવો વિભુ કે પાય —એ

અંતરા

વેગે વરવા સૂરિ માનિક સિદ્ધિ[1] આય.

---

૧ લાભ.

ઓ પ્યારા પૂજો રે વિભુકે પાય—એજીઉરા રે

( શ્રી વિજયમાણિક્ય સિંહ સૂરિ )

## (૬૬) શ્રી સાધારણ જિન સ્તવનં

(રાગ-અડાણા-ત્રિતાલ, રાહ-ગગરી મોરી ભરન નહી દે )

અરજી મોરી જિનવર સુનો
કરી જરી કરુના હિત કારી —અરજી

અંતરા

શરને હું તમારે આયો માનિક
જનમ જરા મૃત્યુકો હરજી —અરજી

( શ્રી વિજયમાણિક્ય સિંહ સૂરિ )

## (૬૭) શ્રી વીરવાણી સ્તવનં

(રાગ-સાગર-ત્રિતાલ)

વીરકી વાની ભાવે મોહે
વાની સુનત ભવ દુખ દૂર જાવત
વાની વિના કછુ ઔર ન ભાવત —વીરકી

અંતરા

વાની વિભુકી સુને જે પ્રાની,
તાસ[1] દુરિત ભર ત્રાસત નાશત
સૂરિ માનિક ગાવે મોહે —વીરકી.

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૬૮) શ્રી નેમનાથ જિન સ્તવનં

( રાગ—તિલંગ—દાદરા, રાહ—શ્યામ સુંદર મદન મોહન )

નેમ નાયક [2]મદન નાશક, સુંદર શીલ સંગ કીનો
[3]જગતીમેં [4]જીપક તુંહી જિણંદ —નેમ

અંતરા

[5]મોહન મોહ છાંડ દીનો, વિરતિકે રાહે લીનો
રાજુલ સંગ ત્યાગ દીનો, મુક્તિ નારી પ્રેમ કીનો
જગતીમેં માનીક તુંહી જિણંદ —નેમ

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

---

૧ પાપ સમૂહ. ૨ કામ. ૩ જગતમાં. ૪ જીતનાર. ૫ મૈથુન.

## (૬૯) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ–હંસ કંકણી–ઝંપ તાલ–શાહુ–ચંન હંસ કંકણી )

જિન [1]વાગ તારિણી
[2]શિવ શર્મ કારિણી –જિન

અંતરા

[3]પ્રિય રાગ સ્વર[4]મધુર, [5]ગત દૂષણ [6]ગુણ પૂર
માનિક વદે મીઠી અમૃત અનુસારિણી –જિન

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

વાદી–પંચમ– નોટેશન સંવાદી–ષડજ

આરોહ–ની સા, ગ, મપ, મ, પગ, મપ, નીસાં.  અવરોહ– સાંની ધપ, મગ, મપ, ગરેસા

ગાવાનો ટાઈમ રાત્રિનો પહેલો પ્રહર

| × | | ૨ | | | ૦ | | | ૩ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ | મગ | ગમ | + | પ | મગ | રે | ગ | રે | સા | સા |
| જિ | ન | વા | + | ગ | તા | + | + | રિ | ણિ | + |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| સા ની | સા ની | સા | ગ | ગ | ગ | મ | મ પ પ મગ |
| શિ | વ | શ | + | ર્મ | કા | + | રિ ણી + + |

---

૧ વાણી. ૨ મોક્ષ સુખ. ૩ વલ્લભ–અથવા સુંદર. ૪ મીઠો–અથવા સુંદર. ૫ દોષ રહિત. ૬ ગુણથી ભરેલી.

અંતરા

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મ | પ | ની | સાં | સાં | ની | સાં | સાં | સાં | સાં |
| પ્રી | ય | રા | + | ગ | સ્વ | ૨ | મ | ધુ | ૨ |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | સાં | | | | | | | |
| મ | પ | ની | સાં | ગં | રીં | સાં | નીધ | પ | ,પ |
| ગ | ત | દૂ | ષ | ણ | ગુ | ણ | પૂઙ | + | ૨ |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| પ | ની | ધ | પ | ધ | પ | મ | મગ | ગ | મ |
| મા | ડ | નિ | ક | વ | દે | + | મી | + | ઠી |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સા | ની | સા | ગ | ગ | ગ મ | + | મ | પ | મ | ગ |
| અ | મૃ | ત | અ | નુ | સા | + | રિ | + | ણી |

## (૭૦) શ્રી વૈરાગ્ય પદ

( રાગ–મેઘ–તાલ ચંદ્ર કલા–માત્રા–૧૫ )

ભૂલા નવિ ભટકો ભાઈ
નિશ દિન ભૂલા નવિ ભટકો ભાઈ

અંતરા

આયુષ ટલશે [1]પુદ્દગલ પડશે,
[2]અંતક હરશે સહસા આઈ —ભૂલા

---

૧ શરીર. ૨ યમ.

પાતક હરણી સુકૃત ભરણી,
કરી લો [1]વર કરણી કાંઈ —ભૂલા

મમતા વરજો સમતા સરજો,
સૂરિ માનિક શિખ ચિત લાઈ —ભૂલા

( શ્રી વિજય માણિકય સિંહ સૂરિ )

## (૭૧) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ-દેશ-મિશ્ર-પંજાબી ( ઠુમરી )

શિવપુર મોહે દીખાવો સ્યામ
મોક્ષ સુખ મોહે દીલાવો સ્યામ
ભવો ભવ ફેરી મીટાવો સ્યામ
કામ ક્રોધ માયાકે ભીતર,
કુબત ઉનસે બચાવો સ્યામ —શિવ

અંતરા

વ્યાકુલ ભયે હમ સંસાર સીતમસે,
ભટકત નૈયા તીરાવો સ્યામ
દયા સાગર પ્રભુ બિનત કરન હું
શિવ લક્ષ્મી રાહ બતાદો સ્યામ —શિવ

( લક્ષ્મીચંદ મોહનલાલ )

૧ સારી.

## (૭૨) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ-પૂર્વી-ત્રિતાલ, રાહ-અનત બનાઉં )

[૧]સતત નમાઉં શિર તોરે પાયે
પ્રતાપી વિભુ હે નામી —સતત

અંતરા

તારો મુજે જિન માનીક દયાલુ
[૨]ભવ જલ નિધિસેં હે સ્વામી —સતત

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૭૩) શ્રી મહાવીર જિન સ્તવનં

( રાગ-હીંડોલ-ત્રિતાલ. રાહ-સુખસેં ઝુલત મોદ મોદ હરિ )

પારણે ઝુલત વર્દ્ધમાન વિભુ
[૩]વિષ્ટપ સ્વામી વિમલ ગુણ ધામી —પારણે

અંતરા

[૪]સુર વનિતા ઇંદ્રાણી ઝુલાવત
ગાવત જિન માનીક શિર નામી —પારણે

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

---

૧ નિરંતર. ૨ સંસાર સમુદ્રથી. ૩ જગત્પતિ. ૪ દેવાંગના.

## (૭૪) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ–દેશ–જપતાલ (ઠુમરી) રાહ–દેખોરી ન માને શ્યામ )

ધ્યાવો રી અરિહા નામ,
પુણ્ય સમય પાઈ, કરિલો, [1]ઝટિતિ કામ —ધ્યાવોરી

અંતરા

[2]જ્ઞાનાદિ માનિક દઈ, મિલાદે [3]અમૃત ગઈ
એસો દેવ દૂજો, નાહી કરુના ધામ —ધ્યાવોરી

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૭૫) સત્ય ધર્મ સ્તવનં

( રાગ–ભિન્ન ષડજ–ત્રિતાલ, રાહ–મરમ ન જાને હો કોઉ )

ધરમ ન જાને હો કોઉ સાચા
સર્વે દરસની નિજ મતકો તાને
આગમ સત્ય ન માને હો —ધરમ

અંતરા

જાય વિવાદમેં, જિંદગી માનીક
વિરલ સુધર્મ પિછાને હો —ધરમ

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

૧ જલદી. ૨ જ્ઞાનાદિ રત્ન. ૩ મોક્ષ ગતિ.

વાદી–મધ્યમ. નોટેશન– સંવાદી–ષડજ

આરોહ–સા ગ મ પ ધ ની સાં અવરોહ–સાં ની ધ મ ગ સા

ગાવાનો સમય રાત્રિનો બીજો પ્રહર,

| ૩ | × | ૨ | ૦ |
|---|---|---|---|
| ની સા ધ ની | સા નીસા મ + | ગ સા ગ મ | ગ + સા + |
| ધ ર મ ન | જા ++ ને + | હો + કો ઉ | સા + ચા + |
| ની સા ગ મ | ધ ધ મ મ | ની ધ ની સા | ધ + મ મ |
| સ + વેં + | દ ર સ ની | નિ જ મ ત | કો + તા ને |
| ગ મ ધ મ | ધ ની સાં ની | ધ + ગ મ | ગ + સા + |
| આ + ગ મ | સ + ત્ય ન | મા + + ને | હો + + + |

અંતરા

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| મ ગ મ મ | ધ મ ની ધ | સાં + ની ધ | ની ધ સાં સાં |
| જા + ય વિ | વા + દ મેં | જિં + દ ગી | મા + ની ક |
| ધ ની સાં મં | ગં સાં ની ધ | મ ધ ની સાં | ધ + મ + |
| વિ ર લ સુ | ધ + ર્મ પિ | છા + + ને | હો + + + |
| ગ + સા + | ની સા ધ ની | સા ની સા મ + | |
| + + + + | ધ ર મ ન | જા + + ને + | |

## (૭૬) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ-મલ્હાર-ત્રિતાલ, રાહ-કૈસી નીકસી ચાંદની )

જાગરે મનવા પ્રભુ ધ્યાન લગાદે
ભૂલી જો નૈયા પાર લગાદે
દોલત દુનીયા સ્નેહી છોડકે
પ્રભુ ભક્તિ રસ ચિત્ત ઝિલાદે —જાગરે

અંતરા

તેરા હય સો પાસ હી તેરા,
અવર સંગ સબ માયા જલાદે
પુણ્ય પાપ હય સૌંગત આખિર,
પ્રભુ ભજ ભવિ શિવ લક્ષ્મી મીલાદે —જાગરે

( લક્ષ્મીચંદ મોહનલાલ )

## (૭૭) શ્રી મહાવીર જિન સ્તવનં

( રાગ-ખમાજ-પંજાબી (ઠુમરી) રાહ-સખી શ્યામ બિના )
વિભુ વીર સુનો એક મમ બતિયાં
તૃષ્ણા મોહે નિત્ય સતાવે, [1]ભીમ [2]ભવારણ્યે ભટકાવે
અર્પે વિપત્તિ કેરી [3]તતિયાં —વિભુ

૧ ભયંકર. ૨ સંસાર રૂપ અટવીમાં. ૩ શ્રેણી.

અંતરા

માલિક મોરી તૃષ્ણા મિટાદો, [1]બોધિ દાતા પીડા હટાદે
સૂરિ માનીક મુજે તુંહી ગતિયાં —વિ

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૭૮) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ–કાફી મિશ્ર–ધુમાલી, રાહ–રાધે કૃષ્ણ બોલ )

અર્હં નામ સાર જગમેં, અર્હં નામ સાર
જૂઠા હૈ સભી સંસાર જૂઠા હ સભી સંસાર —અર્હં

અંતરા

ઘરબાર [2]સ્ફાર લક્ષ્મી [3]લલના,
[4]ચારુ રાજ પાટ મૂકી ચલના
વેગે મનમેં તું વિચાર, કચરા હૈ સભી સંસાર—અર્હં
ઝટ જાગ લાગ અર્હં રટવા, આયુ નિશદિન લાગ્યું ઘટવ
સૂરિ માનિક શિક્ષા ધાર, જૂઠા હૈ સભી સંસાર—અર્હં

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

---

૧ સમકિત દાયક. ૨ બહુ. ૩ સ્ત્રી. ૪ સુંદર.

## (૭૯) શ્રી વૈરાગ્ય પદં

( રાગ-રામકલી-ત્રિતાલ, રાહ-હરિ હરિ જપના )

પ્રભુ પ્રભુ પ્રભુ મન જપના
જબ લગ પ્રાણ રહે ઘટ ભીતર,
તબ લગ યહ જગ અપના —પ્રભુ

અંતરા

માતપિતા પ્રિયા સુખ સૌંપદ, જાઠ હે જગ કલપના
ક્રોધ માન માયામેં ફસે ક્યોં, આખિર યહ જગ સપના
—પ્રભુ

( લક્ષ્મીચંદ મોહનલાલ

## (૮૦) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ-જે જે વંતી-ત્રિતાલ, રાહ-મોરે મંદર અબલોં )
તોરી સુંદર સુરતી અતિ પ્યારી,
[1]ભૂરિ શાંતિ ભરી જાઉં વારી —તોરી

૧ બહુ.

અંતરા

જાન લિયા તુમ અરિહા જિનવર હી
[1]વિશ્વ માનિક હિત કારી જાઉં વારી —તોરી

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૮૧) શ્રી વૈરાગ્ય પદં.

( રાગ–માલકંસ–ત્રિતાલ, રાહ–કાનકે સંગ ન ખેલું સખીરી)

જીવન ઝોલા ખાય મુસાફીર
હોત પ્રભાત તું નિંદ ન ત્યાગે
આયુ એળે જાય —મુસાફીર

અંતરા

કુટુંબ કબીલા સંગ ન તેરા, આખિરમેં પસ્તાય
બીતરાગી જિન પ્રભુ મીલે ફીર, માયા પીછે ક્યોં ધાય
પ્રભુ બચન ધ્યાવે જો ઘટમેં, અમર લક્ષ્મી પદ પાય

—મુસાફીર

( લક્ષ્મીચંદ મોહનલાલ )

૧ જગતમાં રત્ન સમાન.

## (૮૨) શ્રી મહાવીર જિન સ્તવનં

( રાગ–કાફી–ત્રિતાલ, રાહ–મધુસુદના મધુ બાન બાજે )

વિભુ વીરકી [૧]વિભૂતિ વિરાજે
પ્રાતિ હાર્ય [૨]હારી પ્રતિદિન છાજે
વિભુ વાની [૩]વારિ ધર નાદ ગાજે —વિભુ

અંતરા

સમવસરન વિભુ ધર્મ સુનાવે
[૪]બંધુર મુક્તિ માર્ગ બતાવે
માનીક [૫]પદ કજ શિર નમાવે. —વિભુ

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૮૩) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ–જે જે વંતી–ત્રિતાલ, રાહ–મોરે મંદર અજાહુ નહીં આયે )

તેરી અદ્દભુત [૬]વર મૂરતિ ભારી
વિભુ મેરી [૭]દૃગ ઠરી, હાંરે મેરી —તેરી

૧ ઠકરાઇ. ૨ સુંદર. ૩ મેઘ. ૪ સુંદર. ૫ ચરણ કમળ.
૬ સુંદર. ૭ દૃષ્ટિ.

અંતરા

વદન વિકાશી અંખીયા [1]પ્રશમ ભરી
જિન માનિક સુખકારી, હાંરે મેરી —તેરી

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૮૪) શ્રી નેમિજિન સ્તવનં

( રાગ-ખમાજ-દાદરા, રાહ-સખી કોઇ શ્યામસેં મીલાદે )

જિનાધિપ કામકો જીતાદે મુજે
[2]શિવાનંદ [3]બ્રહ્મકો મિલાદે મુજે -જિનાધિપ

અંતરા

[4]વિશ્વ માનીક વીર તું, બ્રહ્મચારી ધીર તું
અરિહા તુંહી એક સહાયી હે મુજે -જિનાધિપ

(શ્રી વિજય માણિક્ય સિંહસૂરિ)

૧ શાંતિ. ૨ શિવા માતાના પુત્ર. ૩ બ્રહ્મચર્ય.
૪ જગતમાં રત્ન સમાન.

## (૮૫) શ્રી સાધારણ જિન સ્તવનં

(રાગ–રામદાસી મલ્હાર–આડાચૌ તાલ,
રાહ–તેરોહી છેલ મોસે કરત બારાજોરી)

તારો હે તાત મોહે [1]અમૃત દાઇ [2]તાઈ —તારો

અંતરા

જિન માનિક તું કરુના [3]શરન હો
બાંહી પકર દયા લાઈ —તારો

(શ્રી વિજય માણિકય સિંહ સૂરિ)

વાદી–મધ્યમ નોટેશન– સંવાદી–ષડજ

આરોહ–સા રે ગ મ પ ગ મ રે સા અવરોહ–સાં રેં સાં ની સાં ની પ

પ મ ની પ ધ ની સાં મ પ ગ મ પ ની પ ગ મ રે સા.

ગાવાનો સમય–વર્ષા ઋતુ

| | ૪ | ૦ | × | ૨ | ૦ | ૩ | ૦ |
|---|---|---|---|---|---|---|---|
| પ | ગ ગ | મ રે | રે નિ | સા સા | સા નિ | સા સા | સા નિ |
| તા | + રો | + હે | તા + | + ત | + મો | + હે | + અ |
| | સા રે | ગ મ | પ મ | પ ગ | મ મ | પ મ | નિ પ |
| | મૃ ત | + + | દા ઈ | + તા | + ઈ | + + | + તા |
| | | | | | | | પ |
| | | | | | | | જિ |

૧ મોક્ષ દાયક. ૨ પાલક. ૩ ધર.

અંતરા

| ૪ | ૦ | × | ૨ | ૦ | ૩ | ૦ |
|---|---|---|---|---|---|---|
| ધ નિ | સાં નિ | સાં સાં | + + | સાં નિ | રેં સાં | + રેં |
| ન મા | + નિ | ક તું | + + | ક ર | + ના | ડ શા |
| નિ સાં | પનિ પ | મ + | + મ | + પ | મપ મગ | મ + |
| ર ન | હો ડ | બાં ડ | ડ હી | ડ પ | ક ર | ડ ડ |
| પ પ મ | પ મગ | મગ ગ | મ મ | પ મ | નિ પ | ગ પ |
| દયા + | + લા | + + | ઈ + | + + | + + | + તા |

(૮૬) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ–દુર્ગા–ત્રિતાલ )

પ્રભુ બીન મોરી કો ન ખબર લે
દે સેવક કો ઉગારી —પ્રભુ

અંતરા

શીશ મુગુટ કોઠંમાળા સોહે–કાન કુંડલ છબી ન્યારી
લક્ષ્મીચંદ પ્રભુ અરજ કરત હય–દે ભવપાર ઉતારી–પ્રભુ.

(લક્ષ્મીચંદ મોહનલાલ)

## (૮૭) શ્રી વૈરાગ્ય-પદ

( રાગ-માલગુંજી-ત્રિતાલ, રાહ-મોરલીકી ધૂન સુની )

જિંદગાની [૧]વામ વૃથા, સખીરી જાત
બુઝત નાહિ પિઉ ચિત્ત હિત બાત —જિંદગાની.

અંતરા

મોહ મદિરા મદમેં [૨]રત રહત,
પિઅ માનિક જાનત નહિ વિપદા મોરી
કાહી કરૂં ધીર ગઈ મોરે મનકી —જિંદગાની.

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૮૮) શ્રી વૈરાગ્ય-પદ

( રાગ-વસંત-ત્રિતાલ, રાહ-ફગવા બ્રીજ દેખનકો ચલરી )

મનવા શિવ મારગમેં ચલરી
શુચિ [૩]રુચિ [૪]ચિદ્ [૫]ચરણ ધાર સદા
મોહ [૬]કટક દ્રોહી હણવા —મનવા.

અંતરા

યા વિધ મોહ સકલ દલ છેદી
માનિક ક્ષીણ મોહી બનવા —મનવા.

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

૧ સુંદર. ૨ આસક્ત. ૩ સમકિત. ૪ જ્ઞાન. ૫ ચારિત્ર. ૬ સેના.

## (૮૯) શ્રી અનંતનાથ જિન સ્તવનં

( રાગ–બહાર–ત્રિતાલ, રાહ–રૂતુ વસંત ફુલવારી ફુલી )

વિભુ અનંત જિનવર જિત કાશી,
પાવન દર્શન પંથ પ્રકાશી,
નિરુપમ[1] નિર્વૃતિ નગર નિવાસી —વિભુ

અંતરા

અકલ અમલ અવિચલ અવિનાશી
વિશદાનંદ સ્વરૂપ વિલાસી
સિમરત માનિક શિવ અભિલાષી —વિભુ

( શ્રી. વિજય માણિક્ય સિંહ સૂરિ )

વાદી–મધ્યમ – નોટેશન– સંવાદી–ષડજ

ગાવાનો સમય–મધ્ય રાત્રિ.

આરોહ– ની સા, ગ મ, પ ગ મ, અવરોહ– સાં, ની પ મ પ,

ની ધ ની સાં, ગમ, રેસા

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| સાં ની + પ | મ પ ગ મ | ની ધ ની ની | સાં + સાં + |
| વિ ભુ + અ | નં ત જિ ન | વ ર જિ ત | કા + શી + |
| સાં ની પ મ | ની પ મ પ | ગ + ગ મ | રે + સા + |
| પા + વ ન | દ + ર્શ ન | પં + થ પ્ર | કા ઙ શી + |

૧ મોક્ષ.

| | | | |
|---|---|---|---|
| ની સા ગ મ | ની ધ ની સાં | ધ ની સાં સાં | નીસાં રે ની ધ |
| નિ: રુ પ મ | નિ + વૃ તિ | ન ગ ર નિ | વા + + સી + |

અંતરા

| | | | |
|---|---|---|---|
| સા ગ મ પ | ગ મ ધ ની | સાં સાં ની ની | સાં + સાં + |
| અ ક લ અ | મ લ અ વિ | ચ લ અ વિ | ના + શી + |
| ની સાં ની ધ | ની ની સાં સાં | ગં + ગં મં | રેં + સાં + |
| વિ શ દા + | નં ડ દ સ્વ | રૂ + પ વિ | લા + સી + |

| | | | |
|---|---|---|---|
| સાં ગં મં પં | ગં મં રેં સાં | નીસાં રે સાં ની | સાં સાં ની ધ |
| સિ મ ર ત | મા + નિ ક | શિ+ વ અ ભિ | લા + ષી + |

## (૯૦) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ–દરબારી–ત્રિતાલ, રાહ–ઘુંઘટ કે પટ ખોલ )

**પ્રભુકે બચન મત ભોલ, તોરી નૈયા તરેંગે**

**જાયે સમય અનમોલ, ફીરનાહી મિલેંગે**

**ઝટ ઘટમે ધર વીર વચન તું, જ્ઞાન હૃદય દૃગ ખોલ–તોરી**

અંતરા

ધન જોબનકા કયા બિશવાસા, જુઠ બચન મત બોલ
પ્રભુકે શરણ બીન જુઠ સહારા, જીન મતસેં મત ડોલ
શિવ લક્ષ્મીકી આશ જો ચાહે, પ્રભુ ચરણ શિર ઢોલ—તોરી
( લક્ષ્મીચંદ મોહનલાલ )

## (૯૧) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ—યમન—એકતાલ, રાહ—ભજ મન કરુણા નિધાન )

ભજ મન અરિહા [૧]ભદંત, [૨]ગરિમાલય ગુણવંત
પરમાતમ પારગ પ્રભુ, [૩]માધવ [૪]શિવ [૫]બુધ મહંત—ભજ

અંતરા

અર્હન પદ ધારક પ્રભુ, ત્રિભુવન જન તારક વિભુ
[૬]નિર્વૃતિ ગામી નિરુપમ, સૂરિ માનિક પરમ સંત—ભજ
( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

---

૧ પૂજ્ય. ૨ મહિમાનું ઘર. ૩ કેવલ જ્ઞાનાદિ લક્ષ્મીના સ્વામી. ૪ સર્વ ઉપદ્રવ હરનાર. ૫ તત્વના જાણનાર. ૬ મોક્ષગામી.

## (૯૨) શ્રી વૈરાગ્ય પદ

( રાગ–સહાના–ત્રિતાલ, રાહ–રૂનક ઝુનક પાયલ મોરી )

[૧]સત્વર ગત્વર જીવન ચાલ્યું જાશે
જાગી જો તું જીઉરા, આગલ શી દશા થાશે —સત્વર

અંતરા

માનિક [૨]યમ નિયમ આચરી લે
ઝટ ભવ ભ્રમન [૩]જનન મરન દુખ નાશે —સત્વર

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

વાદી–પંચમ — નોટેશન — સંવાદી–ષડ્જ

સમય–મધ્યરાત્રિ

આરોહ– રે મ પ ની પ મ પ સાં ની સાં   અવરોહ– સાં રેં ની સાં ની પ મ પ ગ મ રે સાં.

| | | | | |
|---|---|---|---|---|
| સાં + | ની પ + ની | મ + પ + | મ રે + + | ગ + + + |
| સ + | ત્વ ર + ગ | ત્વ + ર + | + જી + + | વન + + + |

૧ જલદી જનારૂં. ૨ મહાવ્રત. ૩ જન્મ.

| | | | |
|---|---|---|---|
| + રે મ પ | મ + રે + | + સા + + | ની + સા + |
| + ચા + + | લ્યું + જા + | ડ શે + + | જા + ગી + |

| | | | |
|---|---|---|---|
| રે + મ + | પ ની પ + | મ પ ની સાં | રેં + + + |
| જો + તું + | જી ઉ રા + | આ + ગ લ | શી + + + |

| | | | |
|---|---|---|---|
| સાં નીં સાં + | ની + ની + | રે + રે + | + + સા + |
| દ ડ શા + | + + થા + | + + શે + | + + સ + |

## અંતરા.

| | | | | |
|---|---|---|---|---|
| ની + | પ ની + સાં | ની + સા + | + ની સાં + | + + ની + |
| મા + | નિ ક + ય | મ + નિ + | + ય મ + | + + આ + |

| | | | |
|---|---|---|---|
| સાં રેં + સાં | + + ની + | સાં ની + પ | + + મ + |
| ચ રી + લે | + + ઝ + | ટ ભ + વ | + + ભ્ર + |

| | | | |
|---|---|---|---|
| પ ની + સાં | રે + ગ + | + + રેં + | સાં + ની + |
| મ ન + જ | ન + ન + | + + મ + | ર + ન + |

| | | | |
|---|---|---|---|
| + પ મ + | + + ની + | રે + રે + | રે + સા + |
| + દુ ખ + | + + નાં + | + + શે + | + + સ + |

## (૯૩) શ્રી શામલા પાર્શ્વનાથ જિન સ્તવનં

( રાગ-તોડી-ત્રિતાલ, રાહ-કાંકરિયા જી ન મારો લંગર )

સાહિબ શામલિયા જિન તારો
સ્વામી ગિરુઆ શિવ ગામી —સાહિબ

અંતરા

દુઃખકારી ભારી [1]ભીષણ [2]સંસ્રૃતિ [3]પારાવાર
[4]અઘહારી માનિક, શામલિયા જિન તારો —સાહિબ

શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ

## (૯૪) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ-દરબારી કાનડા-તાલ-વસંત )

હે ભગવંત સુરત દીખાદે
તેરે દરબારમેં આયે ઉમીદસેં મય
મુસીબત મોરી તુંહી મિટાદે —હે ભગવંત

૧ ભયંકર. ૨ સંસાર. ૩ સમુદ્ર. ૪ પાપ હરનાર.

અંતરા

મેરે આધાર દીનાનાથ તુંહી, યહ ભવસાગર પાર લગાદે
શિવ લક્ષ્મી દે હમ મગન બનાદે —હે ભગવંત

(લક્ષ્મીચંદ મોહનલાલ)

## (૯૫) શ્રી સાધારણ જિન સ્તવનં

(રાગ–અડાણા–ત્રિતાલ, રાહ–અચાનક આયે)

ત્રિભુવન સ્વામી તાત મેરે
મુજ દુખ હે પ્રભુ ટાલ ટાલ તું —ત્રિભુવન.

અંતરા

હે કરુના [1]શરન તુમ સરને રહયો
માનિકકો પ્રભુ પાલ પાલ તું —ત્રિભુવન.

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

## (૯૬) શ્રી સાધારણ જિન સ્તવનં

(રાગ–પૂરિયા–ત્રિતાલ, રાહ–છિન છિન બાટ તકત હું)

દિન દિન અર્જ કરત હું મેં [2]શંભુ
મુજ મન આવો મોરે પ્યારે —દિન દિન

૧ ઘર. ૨ જિનેશ્વર.

## અંતરા

**તુમસેં લગી મોરી અવિહડ પ્રીતિ**
**રહો નાહી માનીકસેં ન્યારે —દિન દિન**

**( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )**

વાદી–ગંધાર – પૂરિયા– નોટેશન સંવાદી–નિષાદ

સમય–રાત્રિનો પ્રથમ પ્રહર.

આરોહ– નિ રે સા, ગ, મ ધ, નિ રેં સાં
અવરોહ– સાં ની, ધ, મ ગ, રે સા.

| | | | |
|---|---|---|---|
| ગ મેં ગ મેં | ગ રે સા સા | ની ધ ની ધની | સા રે + સા |
| દિ ન દિ ન | અ + જ ક | ર ત હું + | મેં શં + ભુ |
| ની રે ગ ગ | મેં રે ગ + | ગમેં ધગ મેં ગ | + રે + સા |
| મુ જ મ ન | આ ડ વો + | મો+ ++ + રે | + પ્યા + રે |

## અંતરા.

| | | | |
|---|---|---|---|
| મેં મેં ગ ગ | મેંધ નીસાં સાં સાં | સાં ની સાં સાં | સાં રે સાં સાં |
| તુ મ સેં લ | ગી+ ++ મો રી | અ વિ હડ + | પ્રી + તિ + |

| | | | |
|---|---|---|---|
| ની ની રે ની | + ની મેં + | ગ + મેં ગ | + રી + સા |
| ર હો + ના | + હી મા ડ | ની + ક સે | + ન્યા + રે |

## (૯૭) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ–જે જે વંતી–ત્રિતાલ, રાહ–મોરે મંદર અજહુ નહી આયે )

તોરે મંદર પ્રભુ મય અબ આયે
દયા થોડીસી હમકો તું દિખાદે
જહાં મેરી ચુક પરી હાંરે મોરી
દયા સાગર અબ તુંહી બચાદે —તોરે

અંતરા

દરસ તુમારે ભાવે કરત રહું,
ભવોભવ ફીરી મિટાદે હાંરે મોરી
અમર લક્ષ્મી સુખ હમકો દિલાદે —તોરે

( લક્ષ્મીચંદ મોહનલાલ )

## (૯૮) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ ભૈરવી–દાદરા ( ઠુમરી ) રાહ–મન લે ગયો રી )

તુમ હો ગયે હો [1]ત્રાતા, તીર્થંકે વિધાતા
દેશના સુનાને વાલે, [2]નિર્વૃતિ બતાને વાલે —તુમ

૧ રક્ષણ કરનાર. ૨ મોક્ષ.

શાખી

પુરુષોત્તમ પરમાતમા, ભદ્રંકર ભગવંત
કરુણા સાગર કેવલી, ઉપગારી અરિહંત
[1]વિષ્ટપ વિભુ શુદ્ધ બુદ્ધ, સાહસી વિજ્ઞાન [2]સિંધુ
કુમતિ હટાને વાલે —તુમ

શાખી

અમૃત રસ અનુસારિણી, સ્યાદ્વાદ યુત સાર
દેકર સુંદર દેશના, તારી [3]ઘન નરનાર
સ્વામી મોક્ષમેં સિધાયે —તુમ

શાખી

સર્વ દેવ શિરોમણિ, જિનવર જગદાધાર
સૂરિ માનિક તુમકો સદા, સિમરે ગુણ સંભાર —તુમ

( શ્રી. વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૯૯) શ્રી પાર્શ્વનાથ જિન સ્તવનં

( રાગ-દેશ-ત્રિતાલ, રાહ-પાર લગાદે તું મારો નૈયા )

પાસ જિન પરૂં તોરે અહનિશ પૈયા

૧ જગત્પતિ. ૨ સમુદ્ર. ૩ બહુ.

અંતરા

તુંહી ત્રિભુવનકે હ રખવૈયા, યહ ભવ સાગર પાર કરૈયા
અમર લક્ષ્મી પ્રભુ મોહે દિલયા —પાસ જિન

( લક્ષ્મીચંદ મોહનલાલ )

## (૧૦૦) શ્રી જિનવાણી સ્તવનં

( રાગ—મીયાંકી મલ્હાર—ખમાર, રાહ—અહો ધૂમ મચી બ્રીજમેં )

અહો વાણ મિઠી જિનકી
[1]પીયૂષા સાર કી પરત સુધાર —અહો.

અંતરા

બહુલ ભાવસેં માનિક સૂરિ
નિત પીવત નિરધાર —અહો.

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૧૦૧) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ—ખંબાવતી—મુલતાન, રાહ—ખંબાવતિ ગાવત )

[2]ઇંદ્રાવલિ ગાવત, અરિહા વિભુ ગુણ.
[3]વિબુધ [4]અમરી વિગતે [5]વાદ્ય બજાવત —ઇંદ્રાવલિ

૧ અમૃત વૃષ્ટિ. ૨ ઇંદ્રની શ્રેણી. ૩ દેવ. ૪ દેવી. ૫ વાજિંતર.

અંતરા

જિન આગળ નાચત, રંગે સહુ રાચત.
નિરખત જિન માનિક, આનંદ ઉપાવત —ઈંદ્રાવલિ
(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

## (૧૦૨) શ્રી વૈરાગ્યપદં

(રાગ–પીલુ–ત્રિતાલ, રાહ–કલે જ્યારે બાંસુરીકી ધૂન લાગી)

મનવારે કાહે ખુવે તું આજી,
સુમર સુમરલે પ્રભુકો તું ઘટમેં
આખીર દો ઘડીયાં દિન સાજી —મનવારે

અંતરા

જૂઠ હૈ કાયા કૌંચન કામિની, લીપટ રહે કયોં પાજી
અમોલ લક્ષ્મી માનવ ભવ ખોવત,
પ્રભુ સેવા એક રાજી —મનવારે
(લક્ષ્મીચંદ મોહનલાલ)

## (૧૦૩) શ્રી સાધારણ જિન સ્તવનં

(રાગ–રાગેશ્રી–ઝપતાલ, રાહ–પ્રથમ સુર સાધે)

પરમ હિત સાધે, પ્રભુ નામકો જો રટે
ધારી ઘટમેં [૧]પ્રવર શિવ સાધે —પરમ

૧ સુંદર.

અંતરા

[1]આપ્ત નામ ગુન ધામ, સૂરિ જન બતાવે
[2]સંસૃતિ તરનકી, [3]નૌકા જિનપ નામ
માનીક ભવિ પુણ્યે પાવે —પરમ

(શ્રી વિજય માણિક્ય સિંહ સુરિ)

વાદી–ગંધાર – નોટેશન સંવાદી- નીષાદ

સમય–રાત્રિનો બીજો પ્રહર.

આરોહ–સા ગ, મ ધ ની સાં. અવરોહ–સાં ની ધ મ ગ રે સા.

| | ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|---|
| રે | સા સા | ધ ની ધ | સા + | ગ મ સા |
| પ | ર મ | હિ + ત | સા + | ધે + પ્ર |
| | સા + | ની + ધ | ધ + | ની ધ ની |
| | ભુ + | ના + મ | કો + | જો + ર |
| | સાં + | મ ધ ધ | મ ધ | સાં + રીં |
| | ટ + | ધા + રી | ધ ટ | મેં + પ્ર |

૧ યથાર્થ વકતા. (જિનેશ્વર). ૨ સંસાર. ૩ નાવ.

| | | | |
|---|---|---|---|
| સાં ની | ધ ની ધ | મ + | ગ + રી |
| વ રે | શિ + વ | સા + | ધે + પ્ર |

## અંતરા.

| × | ૨ | ૦ | ૩ |
|---|---|---|---|
| મ મગ | મ ધ ધ | સાં સાં | સાં + સાં |
| આ મે+ | ના + મ | ગુ ન | ધા + મ |
| સાં ગં | ગં ગં મં | ગં રીં | સાં સાં સાં |
| સૂ રિ | જ ન બ | તા + | વં + + |
| ની ધ | + ની ધ | મ ગ | રે સા + |
| સં સૂ | તિ + ત | ર ન | ટી + + |
| સા + | ની ધ ની | સા ગ | મ ધ ધ |
| નૌ + | કા + જિ | ન પ | ના + મ |
| મ ધ | સાં + રેં | સાં ની | ધ ની સ |
| મા + | ની + ક | ભ વિ | પુ + ણ્યે |
| મ + | ગ + રે | | |
| પા + | વે + પ | | |

## (૧૦૪) શ્રી વૈરાગ્ય પદં

( રાગ–લલિત–ત્રિત્તાલ, રાહ–પિયુ પિયુ રટત પપૈયા )

પ્રીતિ રીતિ અવિચલ પીઉડા ધારો
કુમતિ કુટિલા [1]પ્રણય દૂર ટારો
હિતકે વચનકો માનો —પ્રીતિ

અંતરા

મોહન ગારારે મંદિર આવો,
કરુના લાવો અબ મનમેં
[2]પ્રિયતમ માનિક સંગ ધીરજસેં,
મગન રહું સુખ ભરમેં —પ્રીતિ

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૧૦૫) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ–પુર્વી–ત્રિતાલ, રાહ–અનત બનાઉ બનનાહી આવે )

ફુલકી બનાઉ આંગી ભાવે
પ્રભુકી મેં આજે આલિ —ફુલકી

૧ પ્રેમ. ૨ સ્વામી.

અંતરા

ભાવે ભજું પ્રભુકે ગુણ ગાઉં
મોક્ષ લક્ષ્મી સુખ આશ ધરાઉં
ફેરી મીટ જાય મોરિ —પુલકી

(લક્ષ્મીચંદ મોહનલાલ)

(૧૦૬) શ્રી સાધારણ જિન સ્તવનં

(રાગ–સિંધુરા–ત્રિતાલ, (ખ્યાલ) રાહ–કોન હરે દુખ મો મનકો સખી)

તાર હવે ભવ સાગરસેં પ્રભુ
જનમ મરન દુખ અનહદ હુએ વીત —તાર

અંતરા

તારક હૈ જગ માનિક તુંહી
તિણે રહું તુમરે સરને નિત —તાર

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

(૧૦૭) શ્રી સાધારણ જિન સ્તવનં

(રાગ–નાયકી કાનરો–ત્રિતાલ, રાહ–સેન સોબતિયાં)

શાંત સુરતીયાં જિનકી
સરસ નિરુપમ આજ નિહારી —શાંત.

## અંતરા

[૧]દુરિત નાઠાં દૂરે,
માનિક જાવે બલિહારી —શાંત

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

વાદી–મધ્યમ. નોટેશન. સંવાદી–ષડ્જ

સમય–મધ્યરાત્રિ

આરોહ–સા રે પ ગ મ ની પ મ પ સાં, અવરોહ–સાં ની પ મ પ ગ મ પ ગ મ રે સા

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| ની + + + | ની + પ સાં | સાં + + + | ની + + + |
| શાં + + ત | સુ + ર તી | યાં + + + | + + + + |
| મ મ મ + | પ + રે + | મ + મ + | રે રે સા સા |
| જિ ન કી ડ | + + સ + | ર + સ + | નિ રુ પ મ |

૧ પાપ.

| | | | |
|---|---|---|---|
| રે મ રે મ | પ પની સાં રેં | સાં રેં સાંરેં સાંરેં | નીસાં પની પમ પ |
| આ + + જ | નિ હા+ + + | + + +રી ++ | ++ ++ ++ + |

અંતરા

| | | | |
|---|---|---|---|
| ૦ | ૩ | × | ૨ |
| ની + મ પ | સાં + સાં + | સાં + સાં + | રેં ની સાં + |
| દુ + રિ ત | ના + + + | ડાં + દૂ + | રે + + + |

| | | |
|---|---|---|
| ૦ | ૩ | × |
| ની મ પ પ | સાં મંમં ગં મં | રેં સાં સાંરેં સાંરેં |
| મા + નિ ક | જા વે+ + + | અ લિ હા+ ++ |

| |
|---|
| ૨ |
| નીસાં નીસાં પની પમ |
| રી+ ++ ++ ++ |

## (૧૦૮) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાગ–દુર્ગા–ચોતાલ રાહ–હર હર શિવ)

જય જય [1]સ્મર [2]જીપક
શંભુ શિવ[3]શ્રીનાથ
સાહસી શુભ નામી શિવગામી —જય

૧ કામ. ૨ જીતનાર. ૩ કેવળ લક્ષ્મીના સ્વામી.

અંતરા

વર વીર ધીર[1]વિશ્વ હીર
[2]દેવ શ્રેણી માનિક દિવ્ય અછાય
દુખ હરન સુખ દાય —જય

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

(૧૦૯) શ્રી વૈરાગ્ય પદ

(રાગ–સોહિની–ત્રિતાલ)

મેરે મનવા તુંને કરી કયા કમાઈ
આકે ફોગટ મેં આયુ ગવાઈ —મેરે

અંતરા

નાહી કીયા જપ તપ, સેવા સંતનકી
નાહી કીની પ્રભુ ભક્તિ સુખદાઇ
બીચ લટકત રહ્યો મૂરખ તું પાજી
વ્યર્થ રોવત કાહે દુઃખમેં લુભાઇ —મેરે

(લક્ષ્મીચંદ મોહનલાલ)

૧ જગતમાં હીરા સમાન. ૨ દેવની પંક્તિમાં રત્ન સમાન.

## (૧૧૦) વૈરાગ્ય પદં

( રાગ—માઢ—ત્રિતાલ (ઠુમરી) હે મતજા તું મતજા)

હે મત થા, તું મત થા, વિષયોમેં લીન તું મતથા
વિષયો ભવમેં પાડે —હે મતથા

અંતરા

સંપદ સારી તન ધન નારી,
માનિક ભારી આખિર દુખકારી
ગણી મતથા તું શીલકો ધારી —હે મતથા
(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

## (૧૧૧) શ્રી સાધારણ જિન સ્તવનં

(રાગ ભૈરવી—ત્રિતાલ રાહ—મતજા મતજા જોગી)

[1]શિવદે શિવદે શિવદે સ્વામી શિવદે
ધ્યાન ધરૂં મય તોરારે સ્વામી
તીન લોકકા નાયક તું હે, મમતા મોહ મિટાદે —શિવદે

અંતરા

તરન તારન હય બીરૂદ તેરો,
મુજકો નાથ તિરાદે

૧ મોક્ષ.

મનહર [1]લઘુ મોક્ષકી બારી,
મુજકો તાત દિખાદે —શિવદે
માનીકકો પ્રભુ ગુણગણ સાગર,
આપકે તુલ્ય બનાદે —શિવદે
( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

### (૧૧૨) શ્રી અર જિન સ્તવનં

(રાગ–મીયાંકી મલ્હાર–એકતાલ–ખ્યાલ–રાહ–બુંદ ન ભીજે મોલ)

દર્શન દીજે સુખકારી
અબ કરુના ધારી, દુરિત હારી —દર્શન

અંતરા

એક મમ અરજી દૂજે અર જિનવરજી
માનિક સ્વામી દાતા, તુંહી ભારી —દર્શન
( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

### (૧૧૩) શ્રી સાધારણ જિન સ્તવનં

(રાગ–માઠ મિશ્ર ત્રિતાલ (ઠુમરી) રાહ–કીત ગયો બાવરી બનાયે)

એક પ્રભુ તુમ હો સહાયે
ઢુંઢ ફિરા મેં નિખિલ દુનિયાં
ઔર નહી દાતા સુહાયે —એક

---

૧ શીઘ્ર.

અંતરા

જબસેં શંભુ તુંહી લહાયે
દુઃખ બિસરાયે સુખ ઉભરાયે
સૂરિ માનિક અમૃત દિલાદે —એક

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

(૧૧૪) શ્રી સાધારણ જિન સ્તવનં

ાગ-દેશ-મિશ્ર-ત્રિતાલ (ઠુમરી) રાહ-રે મટુકિયાં મોરી છીન લઇ)

રે વિપત્તિયાં મોરી બીત ગઈ
તું નાયક મેરા મય સેવક ભયા
દુર્ગતિ ભી અબ દૂર ગઈ —રે વિપત્તિયાં

અંતરા

તું નામી હે સ્વામી તારક,
તારો વિશ્વમાનિક મોયે
મહા દયાલુ સહાઈ તાઇ,
દે મુજે મોક્ષ નગરી દિખાઈ —રે વિપત્તિયાં

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

શ્રી જૈન શાસ્ત્રીય સંગીત માણિક્યમાળા

# ભાગ બીજો

નાટક, સીનેમા, તથા ચાલુ દેશી મુજબના
મિશ્ર રાગથી ગવાતાં સ્તવનો

## (૧૧૫) શ્રી વૈરાગ્ય પદં

(રાહ—અખીયાં બંધાવો ભૈયા)

અખીયાં ઉઘાડો ભયા, અવસર આયારે
મોહની નિદ્રાસેં, જીવિત વહી જાશે
તૃષ્ણા તજૈયા ભૈયા, ચિત હિત ધ્યાવો હો —અખીયાં

કુમતિકું ટારી, સુમતિ સુનારી પ્યારી
સંગે રમૈયા ભૈયા, [1]શમ રસ ન્હાવો હો —અખીયાં

સુગુરુ સેવાસેં, પરમાતમ પદ પૂજાસેં
દોષો [2]દહૈયા ભૈયા, ગુણ[3]ગણ પાવો હો —અખીયાં

---

૧ સમતા રસમાં. ૨ બાલી નાંખો. ૩ સમૂહ.

## માનિકકી વાની, હૃદયમેં ધરલો પ્રાની
## કર્મો ખપૈયા ભૈયા, શિવપુર જાવો હો —અખીયાં

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

નોટેશન.

બેગ્ પાઉન–મ્યુઝીક. (ત્રિતાલ–કહેરવા)

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પ | ધ | પમ | ગરે | સા | પ | મગ | રેસા | રે | ગ | રેસા | ની ધ |
| સારે | ગમ | પધ | નીસાં | નીધ | પમ | ગરે | સા ની | સાની | ધપ | ધની | સારે |
| ધ | ની | સા | ગ | ગ | + | + | સા | રે | સા | સારે | ગ |
| | | અ | ખી | યાં | + | + | ઉ | ધા | + | ડો+ | + |
| રે | સા | સા | + | + | + | સા | ગ | ગ | + | + | સા |
| ભૈ | + | યા | + | + | + | અ | ખી | યાં | + | + | ઊ |
| રે | સા | સારે | ગ | રે | સા | સા | + | + | + | ધ | સા |
| ધા | + | ડો+ | + | ભૈ | + | યા | + | + | + | અ | વ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રે | ગ | મ | + | ગમ | ગમ | રે | સા | સારે | ગરે | સા | ની |
| સ | + | ર | + | આ+ | ++ | + | + | યા+ | ++ | + | + |
| સા | + | સા | ગ | ગ | + | + | સા | ર | સા | સારે | ગ |
| રે | + | અ | ખી | યાં | + | + | ઉ | ધા | + | ડો+ | + |
| રે | સા | સા | + | ની | ધ | ધ | ગ | ગ | + | + | સા |
| | + | યા | + | + | + | અ | ખી | યાં | + | + | ઊ |
| રે | સા | સારે | ગ | રે | સા | સા | + | + | + | સા | પ |
| ધા | + | ડો+ | + | ભૈ | + | યા | + | + | + | મો | હ |
| પ | + | પ | ધ | પ | મ | ગ | રે | સા | રે | રે | + |
| ની | + | નિ | ડ | દ્રા | + | + | + | + | + | સેં | + |
| + | + | પ | + | પ | + | પ | ધ | પ | મ | ગ | રે |
| + | + | જી | + | વિ | + | ત | + | વ | + | હી | + |
| સા | રે | રે | + | + | + | સા | ગ | ગ | + | + | સા |
| જા | + | શે | + | + | + | તૃ | + | બ્રુા | + | + | ત |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રે | સા | સારે | ગ | રે | સા | સા | + | + | + | ધ̣ | સા |
| જૈ | + | યા+ | + | ભ | + | યા | + | + | + | ચિ | ત |
| રે | ગ | મ | + | ગ | + | રે | સા | રે | + | સા | ની̥ |
| હિ | + | ત | + | ધ્યા | + | + | + | વે | + | + | + |
| સા | + | રે | ગ̲ | રે | ગ | રે | ગ̲ | રે | સા | સારે | ગ |
| હો | + | અ | ખી | યાં | ઽ | ઽ | ઉ | ધા | ઽ | ડોઽ | ઽ |
| રે | સા | સા | + | + | + | સા | ગ | ગ̣ | + | + | સા |
| ભૈ | ઽ | યા | ઽ | ઽ | ઽ | અ | ખી | યાં | + | + | ઉ |
| રે | સા | સારે | ગ | રે | સા | સા | + | ની̣ | ધ̣ | સા | ગ |
| ધા | + | ડો+ | + | ભૈ | + | યા | + | + | + | અ | ખી |

બાકીના—અંતરા—પ્રથમ અંતરાની માફક ગાવા.

## (૧૧૬) શ્રી મહાવીર જિન સ્તવનં

(રાહ—બાલમ આયે બસો મોરે મનમેં)

મહાવીર મુરત બસી મોરે મનમેં
દેખન આયે દુઃખ બિસરાયે

તુમ બિન પ્યારે કોન બચાવે
મનમે માયા મોહ બસત હય,
જબ ફીરત યહ ભવમેં —મહાવીર

તેરી મુરતકી હૈ બલિહારી, દેખત લાગે મોહન ગારી
ભાવે ભજે સંસાર છુડાવે, ભવ ફેરી મીટે એક પલમેં
શિવલક્ષ્મી મીલે એક છીનમેં —મહાવીર

( લક્ષ્મીચંદ મોહનલાલ

## (૧૧૭) શ્રી સાધારણ જિન સ્તવનં

(ગઝલ–કેરવા–રાહ–હોતા હૈ ખાક મુજકો)

શેર

મિલાદે મોક્ષ મુજકો
મુણિંદા મયા ધર કર —અરે હાં

શેર

વિભુ તીર્થ કે વિધાતા,
હય તું ત્રિભુવનમેં હિત કર —અરે હાં

શેર

મયને દેવ સબહી દેખે,
આલમ સારીમેં ફિર કર —અરે હાં

શેર

તુમ સાની કો નહી હય,
દયાલા દેવ દિલ હર —અરે હાં

શેર

નહી માંગતા મય તુમપેં,
ધન દૌલત ઔર[1]પરિકર — અરે હાં

શેર

દીજે મુજે જિન માનિક
[2]દર્શન દાન શિવ સુખ કર —અરે હાં

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

## (૧૧૮) સામાન્ય પદં

(ગઝલ–રૂપક–રાહ–અસીરે બેવફા હું મય)

શેર

પઢા નહી પાઠ પિંગલકા, ઉઠા લે કાવ્ય જો પરકા
કરે કુકાવ્યકી રચના, કવીશ્વર હો તો કયું કર હો
કવીશ્વર હો તો કયું કર હો

શેર

પીછાને નાહિ જો[3]સુરકો, ન જાને[4]ગ્રામ[5]મૂર્છનકો

૧ પરિવાર. ૨ સમકિત. ૩ સાત સ્વર. ૪ ત્રણ ગ્રામ.
૫ એકવીશ મૂર્છના.

લહે નહી [1]તાન અરૂ[2]લયકો, ગવૈયા હો તો કયું કર હો
ગવૈયા હો તો કયું કર હો

શેર

સૂરિ માનીકકી વાની, સરસ મીઠી[3]સુધા સાની
સુની રીઝે ન જો પ્રાની, પરીક્ષક હો તો કયું કર હો
પરીક્ષક હો તો કયું કર હો

(શ્રી વિજય માણિકય સિંહ સૂરિ)

## (૧૧૯) શ્રી પાર્શ્વ જિન સ્તવનં

(રાહ–મેં બનકી ચિડિયાં બનકે બન બન બોલું રે)

મેં સમકિત[4]ભૂષણ સજકે, તું જકો ધ્યાવું રે
મેં તૃષ્ણા દૂષણ તજકે, તુમ ગુણ ગાવું રે —મેં
મેં પાસ પાસ મુખ ભાખું, રજની દિન હૃદયે રાખું
તું નાથ નાથ મેં દાસ દાસ
મન મોહન કભી ન મ્હેલું, રંગ રસ રેલું રે —મેં
તું તાર તાર જગત્રાતા, જગ જીવન શિવ સુખ દાતા
પ્રભુ પાળ પાળ દુઃખ ટાળ ટાળ
સૂરિ માણક તુમ સમ થાવું, શિવ પદ પાવું રે —મેં

(શ્રી વિજય માણિકય સિંહ સૂરિ)

૧ ઓગણ પચાસ તાન ૨ નિયમિત સ્વરે ગાવું. ૩ અમૃત. ૪ આભૂષણ.

## (૧૨૦) મુનિ હિત શિક્ષા પદ

(રાહ–ગુરુને મંગાઇ ભિક્ષા)

ગુરુ શિક્ષા દિલ ધરના, યોગી દુર્ગતિ દુઃખસે ડરના
પહેલી શિક્ષા કરુના ધરના,
ત્રસ થાવરકી રક્ષા કરના
જીવ હિંસા પરિહરના —યોગી દુર્ગતિ દુખસે ડરના
દૂસરી શિક્ષા સત્યકો ધરના,
ક્રોધ લોભ ભય હાસ ન કરના
જુઠ વચન પરિહરના —યોગી દુર્ગતિ દુખસે ડરના
તીસરી શિક્ષા અસ્તેય ધરના,
[1]ચાર અદત્ત સદા દૂર કરના
ચોરીકો પરિહરના —યોગી દુર્ગતિ દુખસે ડરના
ચૌથી શિક્ષા બ્રહ્મકો ધરના,
[2]કામિની સંગ કભી નહી કરના
મૈથુનકો પરિહરના —યોગી દુર્ગતિ દુખસે ડરના
પંચમી શિક્ષા સંતોષ ધરના,
[3]અધિક વસ્તુ સંગ્રહ નહી કરના
પરિગ્રહકો પરિહરના —યોગી દુર્ગતિ દુખસે ડરના

૧ સ્વામિ અદત્ત, જીવ અદત્ત, તીર્થંકર અદત્ત. ગુરુ અદત્ત.
૨ સ્ત્રી. ૩ સંયમનાં ઉપયોગી ઉપગરણથી વધુ.

સૂરિ માણિક ગુરુ શિક્ષા સ્મરના
[1]સંતત સન્મારગ સંચરના
ભવ જલ પાર ઉતરના —યોગી દુર્ગતિ દુખસેં ડરના
(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

## (૧૨૧) વૈરાગ્ય પદ

(ગઝલ-કેરવા)

ડરતે રહો યહ જીંદગી બરબાદ ન હો જાય
સપનેમેં ભી કીસી જીવકા અપકાર ન હો જાય—ડરતે
સેવા કરો નિજ ધર્મકી શુભ કર્મ ઔર પ્રભુ ભજન
ઇતના ભી કરતે કભી. અભિમાન ન હો જાય —ડરતે

અનમોલ માનવ ભવ મીલે, સુકર્મ કરને કે લીયે
વિષયોમે ફસકે તુમસેં, અનાચાર કબ ન હો જાય—ડરતે

પરધન પથ્થર માન લે, પરનાર પુત્રીકી સમાન
કીતાબકી બાતો પઢી, કીતાબમેં ના રહ જાય —ડરતે

પ્રભુ ભજન સદાચરન, યહ જન્મકા ઉદ્ધાર હય
લક્ષ્મી કભી મીલને કે પર, પ્રભુ બચન ભૂલ ના જાય
—ડરતે

(લક્ષ્મીચંદ મોહનલાલ)

૧ નિરંતર.

## (૧૨૨) શ્રી ભીડભંજન પાર્શ્વનાથ જિન સ્તવનં

(રાહ–જાકે મથુરા ઓ કાનાને)

લાકે કરુના આ અવધારો, ઓલગડી મોરી
પ્રગટ પ્રભાવી પાર્શ્વપ્રભુજી, ધર્મ ધુરંધર ધોરી —લાકે
મોહકે દોનુ નંદન મોયે, મારત બાંહિ મરોરી —લાકે
દ્વેષ[1]મતંગજ રાગ[2]મૃગારી, અર્પત આપદ કોરી —લાકે
ઈનિકો દૂર હટાદો અરિહા, પાય પરૂં[3]કર જોરી —લાકે
સૂરિમાણક ભીડભંજન સાંઈ, આશ ધરૂં એક તોરી—લાકે

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

## (૧૨૩) હિત શિક્ષા પદં

( ગઝલ–આશાવરી )

(રાહ–મુસ્કરાતે જાતે હો કુછ મુહસેં ફરમાનેકે બાદ)

શેર

મોહમેં મૂંઝાતે હો કયું, જિન શાસન પાનેકે બાદ
પીછેસેં પસ્તાઓગે તુમ, જીવિત બીત જાનેકે બાદ
—મોહમેં

૧. હાથી. ૨. સિંહ ૩ હાથ.

શેર

હસતી ગર્ભ ધરંતી [1]મહિલા, ઉત્કટ વિષયા રસ ઉન્માદ
દુખ પાકર પીછે રડતી હૈ, પ્રસવ સમય આનેકે બાદ
—મોહમેં

શેર

કર્મ બંધ કરતે હે પ્રાની, હસ કર સેવત વિષય પ્રમાદ
રડતેહી પીછે ભોગવતે, દુર્ગતિમેં જાનેકે બાદ—મોહમેં

શેર

કિંચિત કષ્ટ હોતાહે પહિલે, ઔષધ પીનેમેં નિઃસ્વાદ
પૂરન સુખ મિલતા હે પીછે, રોગ નિકલ જાનેકે બાદ
—મોહમેં

શેર

યું સંજમકે અલ્પ કષ્ટકો, ગિન કર કરના નાહિ [2]વિષાદ
માનિક સુખ અનંત મીલેગા, કર્મ વિનશ જાનેકે બાદ
—મોહમેં

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

---

૧ સ્ત્રી. ૨ ખેદ.

## (૧૨૪) સાધારણ જિન સ્તવનં

( ગઝલ–કેરવા–રાહ–સાકી તું દીયે જામ )

શેર

[1]સિદ્ધિકે અભિલાષી
જિનકો સદા ધ્યાઇયે, હાં જિનકો સદા ધ્યાઇયે
જિનવરકી પ્રતિમાકા, આલંબન લીયા ચાઇયે

શેર

ધીરજકો ધારન કર, જિનવરકો સદા ધ્યાવે
વહ શિવ પદ [2]સત્વર પાવે, હાં જિનકો સદા ધ્યાઇયે

શેર

આધાર વિભુ અરિહા, દાતાર વિભુ અરિહા
સૂરિ માનિક યું ફરમાવે, હાં જિનકો સદા ધ્યાઇયે

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૧૨૫) શ્રી આદિનાથ જિન સ્તવનં

( ગઝલ–નજર મીલાકે મુજે )

દરસ દીખાદે મુજે, નાભિકે નંદ દુલારે
સંસાર તીરાદે મુજે, અબ આયા તેરે દ્વારે —દરસ

૨ જલદી.

શેર

સમતા સાગર તું પ્રભુ, ઔર જ્ઞાનકે ભંડાર હો
નાદાન મય અજ્ઞાનકું, એક જ્ઞાનકી પ્યાલી પીલાદે મુજે
—દરસ

તરન તારન તું પ્રભુ, તીન જગતકે તુમ નાથ હો
ક્રોધ માયામેં ફસાહું, અબ કિંકરકો બચાલે મુજે—દરસ

મોક્ષગામી તું પ્રભુ, લાચાર મય ભટકત રહા
દયાકી નજરોસેં દેખકે. શિવ લક્ષ્મી રાહ દીખાદે મુજે
—દરસ

(લક્ષ્મીચંદ મોહનલાલ)

## (૧૨૬) સાધારણ જિન સ્તવનં

(રાહ-તુમહીને મુજકો પ્રેમ શીખાયા)

તુમહીને મુજકો દાસ બનાયા,
અરિહા તું મુજ નાથ કહાયા.
પુણ્યે પ્રભુ તુમ દર્શન પાયા,
[1]દર્શન ગુણ માણિક્ય છિપાયા.

૧ સમકિત.

અનુભવ આયા ચિત્ત ઠરાયા,
તુમહી હો પાલનહાર પાલક.
તુમહી હો તારણુહાર તારક,
તુમહી હો શિવ દાતાર દાયક —તુમહીને

( શ્રી. વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૧૨૭) શ્રી હિત શિક્ષા પદ

(ગઝલ-દીલ સોખ હુસીનોંસેં લગાના નહી અચ્છા)

દિલ બહોત વિષયોમેં, લગાના નહીં અચ્છા
હો જાઓગે હેરાન, ફસાના નહી અચ્છા —દિલ
પડ જાઓગે ધર્મોસેં, મર જાઓગે [1]આમયોસેં
જીવન યહ વિષયોમેં, ગમાના નહીં અચ્છા —દિલ
કહે માનીક દુઃખ ગહને, વિષય રૂપ [2]દાવ દહને
નિજ આત્મ ગુનોકોં, જલાના નહી અચ્છા —દિલ

શ્રી. વિજય માણિક્ય સિંહ સૂરિ )

૧ રોગ. ૨ દાવાનળ.

## (૧૨૮) શ્રી નેમિજિન સ્તવનં

( ગઝલ-મ્હારૂં વતન આ મ્હારૂં વતન )

તારૂં શરણ પ્રભુ તારૂં શરણ,
સદા હોજો મુજ તારૂં શરણ —તારૂં
નેમિ જિનેશ્વર ભુવન [1]દિનેશ્વર,
કરુણા કર પશુ રક્ષા કરણ —તારૂં
રાજીમતી ત્યાગી વૈરાગી,
પરમ ધરમ જિન પદવી ધરણ —તારૂં
[2]મન્મથ ભંજન જન મન રંજન,
તુંહી તીરથ પતિ તારણ તરણ —તારૂં
મહાગોપ નિર્યામિક માહણ,
મહા વૈદ્ય ભવ વ્યાધિ હરણ —તારૂં
શુદ્ધ બુદ્ધ શ્રીધર શિવ બ્રહ્મા,
અગણિત ગુણ મણિ [3]અધિકરણ —તારૂં
સૂરિ માણક જિન આપો મુજને,
સમ્યગ્ દર્શન જ્ઞાન [4]ચરણ —તારૂં

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

૧ સૂર્ય. ૨ કામ. ૩ આધાર. ૪ ચારિત્ર.

## (૧૨૯) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાહ-ભાવે વરીતા-ગો સેવેલ )

ભાવે ભજતાં પ્રભુ ગુણ ધ્યાને, દુખ દોહગ જાવે.
અષ્ટ કર્મ સબ ક્ષય હો જાવે, મોક્ષ લક્ષ્મી સુખ ભવિજન પાવે
વ્યર્થ જગત સુખ આપદા —ભાવે

( લક્ષ્મીચંદ મોહનલાલ )

## (૧૩૦) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાહુ-નાગર વેલિઆ રોપાવ )

[1]ચંચલ ચિત્તને ઠરાવ, તૃષ્ણા દૂર ટાળીને
[2]ધૃતિ ભાવને ધરાવ, તૃષ્ણા દૂર ટાળીને
દ્વેષ દૂષણને દબાવી, [3]શુચિ રુચિને સરજાવી
લગની જિનવરશું લગાવ, તૃષ્ણા દૂર ટાળીને
ખેદ દૂષણને ખસેડી, ફંદા મોહ કરમના ફેડી
[4]પેશળ પ્રવૃતિ પ્રસરાવ, તૃષ્ણા દૂર ટાળીને
રૂડી જૈનાગમની રીતે, પૂજી પરમાતમને પ્રીતે
પાવન સમકિત ગુણ પ્રગટાવ, તૃષ્ણા દૂર ટાળીને

૧ ચપળ. ૨ ધીરજ. ૩ પવિત્ર. ૪ સુંદર.

અનુક્રમે [૧]રત્નત્રયી આરાધી, સુંદર શાશ્વત શિવપદ સાધી
નિરુપમ શુદ્ધ સ્વરૂપ નિપજાવ, તૃષ્ણા દૂર ટાળીને
શિક્ષા સૂરિ માણકની સારી, ઊંડી અંતરમાં ઉતારી
લઇલે જિન પૂજાનો લ્હાવ, તૃષ્ણા દૂર ટાળીને

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

## (૧૩૧) શ્રી સાધારણ જિન સ્તવનં

(રાહ–એ ગઈ છતાં એની છબી આવે નજરમાં)

[૨]શ્રેયસ્કરી જિનની છબી, ભાસે [૩]ભુવનમાં
આનંદ અતિ ઉપજાવતી, જોતાં નયનમાં —શ્રેયસ્કરી
સંસાર [૪]સિંધુમાં [૫]તરી, શાંતિ ભરી એ
કાપે હજારો કષ્ટ સંકટ, અડધીજ ક્ષણમાં —શ્રેયસ્કરી
મૂર્તિ નહીં મીઠી મજાની, એવી બીજાની
[૬]ઝટિતિ વિપત્તિ હરી, સ્થાપે મગનમાં —શ્રેયસ્કરી
[૭]કામિત દાત્રી કલ્પની, એ સાચી લતા [૮]વર
[૯]રમણીય ધ્યેય રૂપે રમે, માણિકયના મનમાં—શ્રેયસ્કરી

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

૧ જ્ઞાન, દર્શન, ચારિત્ર. ૨ કલ્યાણ કરનારી. ૩ જગતમાં. ૪ સમુદ્ર. ૫ નાવ. ૬ જલદી. ૭ વાંછિત આપનારી. ૮ સુંદર. ૯ સુંદર.

## (૧૩૨) શ્રી હિત શિક્ષા પદં

( ગઝલ-રૂપક, રાહ-દિલે નાદાન બના આખીર )

શેર

ગયા ગફલતમેં જન્મ ગમાર, તું ક્યું નિદ્રામેં સોયા હય
તુજેતો તૃષ્ણા ઝાઝી હય, દિન દિન જીવન ઝરતા હય
—ગયા

શેર

દીવાની ત્યાગ તનક તું દેખ, જુવાની વેગે જાતી હય
જરા મલકાતી આતી હય, શિરપર[1]રવિસુત ફિરતા હય
—ગયા

શેર

અરે કુછ કરલે ધરમ ઉદાર, જબતક જીવન હસ્તી હય
હૃદયમેં ધરલે માનિક શીખ, કાયકું આલસ કરતા હય
—ગયા

( શ્રી વિજય માણિક્યસિંહ સૂરિ )

## (૧૩૩) શ્રી સાધારણ જિન સ્તવનં

( ગઝલ-લાવણી )

તેરે દરસનકે મેં પ્યાસા, આયા હું તેરી મહેર ના હય
ફીર ફીરકે આયા શરણે, દીખાદો મેરી કસુર કયા હય—તેરે

૧ કાલ.

હમી તો બાળક તુમી મહાજ્ઞાની, કાહે અયસી નજર કફા હય,
નીગાન તેરી હોતી હમપે, માલુમ ન મેરા હાલ કયા હય
—તેરે

ફંદે બુરે ફસા હું મયને, ન માના કીસીકા સચ્ચા કહાના
કર માફ મેરી ઔર તકસીર, દયાકે નિધિ તુમ હોરહા હય
—તેરે

જુઠી કાયા જુઠી માયા, જુઠ હય તેરે બાન અન્ય સહારા
વ્યર્થ લક્ષ્મી વ્યર્થ સ્નેહી, સચ્ચે બચન જો તુને કહા હય
—તેરે

(લક્ષ્મીચંદ મોહનલાલ)

(૧૩૪) શ્રી સાધારણ જિન સ્તવનં

(રાહ–સુંદર નારી પ્રીતમ પ્યારી–ત્રિતાલ લાવણી)

પારગ તોરી મૂરત પ્યારી
પ્યારી ઝલહલ થાયે ન્યારી, પ્યારી ઝલહલ થાયે –પારગ
કાંતિ મધુરી શાંતિ સનૂરી,
ભારી નૈન ઠરાયે, પારગ ભારી નૈન ઠરાયે
અરિહા તુમરા દરસ લહાયે, દુઃખ સકળ બિસરાયે.
પાપ ગયે સબ જનમ જનમ કે; [1]દર્શન માનિક પાયે,
હાં હાં દર્શન માનિક પાયે–પારગ

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

---

૧ સમકિત રૂપ રત્ન

## નોટેશન

બેગ-આઉન્ડ મ્યુઝીક- ત્રિતાલ

| | | |
|---|---|---|
| પધ સારે ગ + | ડ પગ રેગ + | + સારે ગપ ગરે |
| સારે ગરે સાધ પ | સાં ++ પધ | સાં ++ પધ |
| સાં પધ ગપ + | રેગ + સારે સા | પધ સારે ગ + |
| + પગ રેગ + | + સારે ગપ ગરે | + સારે ગરે સા ધપ |

| | | | |
|---|---|---|---|
| રે + + + | + સા રેગ રેગ | સા + ધ + | + + પ + |

## લાવણી-કેરવા

| | | |
|---|---|---|
| + પરે રેરે | રેગ રેસા સારે ગ | + રેસા સા સા |
| + પ્યા+ રગ | તે+ ++ રી ++ | + મુ+ ર ત |

| | | | |
|---|---|---|---|
| મ + પ + | + પ + પ | ગ ગ રે સા | સા રે + + |
| પ્યા + રી + | + પ્યા + રી | ઝ લ હ લ | થા + યે + |

| | | | |
|---|---|---|---|
| રેગ રેગ પધ ની | + પ મેં પ | ગ ગ રે સા | સા રે + + |
| ન્યા+ રી+ ++ + | + પ્યા + રી | ઝ લ હ લ | થા + યે + |

| | | | |
|---|---|---|---|
| સારે ગરે સાધ પ | + રેગ ગપ પ | પ + પ + | + ગપ ધ ની |
| ++ ++ ++ + | + કાં+ તિ+ મ | ધુ + રી + | + શાં+ તિ સ |

| | | |
|---|---|---|
| ધ ની પધ મેંગ | + મેં + પ | મમ ગરે સાની સા |
| નૂ + રી+ ++ | + ભા + રી | નેં+ ++ ન+ ડ |

| | | | |
|---|---|---|---|
| સારે + + + | રે ગ મેં ધપ | + મેં + પ | ગમ ગરે સાની સા |
| રા+ + ચે + | પા + ર ગ+ | + ભા + રી | નેં+ ++ ન+ ડ |

| | |
|---|---|
| સારે + + + | સારે ગરે સાધ પ |
| રા+ + ચે + | ++ ++ ++ + |

એન્ડ—ગ્રાઉન્ડ. મ્યુઝીક

( પારગ ભેરી )

| | | | |
|---|---|---|---|
| ધ ની સા રે | ની ધ + ની | પ ધ + મ | પ + + મ |
| પધ નીધ ધની સાની | ની સારે + સા | રેગ મ ગ રે | |
| ની સા + ધ | ની રે સા રે | ની ધ + ની | પ ધ + મ |
| પ + + પ | | | |

| | | | |
|---|---|---|---|
| ધ ની સા રે | સા ની ધ ની | પ ધ ધ મ | પ + પ + |
| અ રિ હા + | + તુ મ રા | દ ર સ લ | હા + યે + |

| | | |
|---|---|---|
| પધ ની ની + | નીસા નીસા રે સા | રે + + + |
| દુઃ+ + ખ સ | ક+ લ+ ગિ સ | રા + + યે |

| | | |
|---|---|---|
| સારે નીસા ધની પધ | મૅપ ધ ધ ધ | ધ ધ ધ ધ |
| ++ ++ ++ ++ | પા+ + પ ગ | યે + સ અ |

| | | |
|---|---|---|
| મૅપ ધની સાંની પ | ધ મૅ પ + | રે + ગ ગ |
| જ+ ન+ મ+ જ | ન મ ર્કે + | દ + ર્શ ન |

| | | |
|---|---|---|
| પ + ધ ની | પ + + + | પ ધ પધ મૅપ |
| મા + નિ ક | પા + + યે | હાં હાં ++ ++ |

| | | |
|---|---|---|
| + રેગ ગપ ગ | પ + ધ ની | પ + + + |
| + દ+ ર્શ+ ન | મા + નિ ક | પા + + યે |

## (૧૩૫) શ્રી સાધુ સ્તવનં

( રાહ-છોટેસે બલમા મોરે આંગનામેં ગીલ્લી ખેલે )

સંતોષી [1] શ્રમણ મેરે આતમાસેં હોરી ખેલે
સમાધિ સરસ ધરી, મોહકી સેનાકો ઠેલે-સંતોષી
કુમતિ કુટિલા તજી, સુમતિ સ્વીકારી નારી
સમિતિ ગુપતિ આદિ, સાથમેં કુટુંબી ભારી-સંતોષી
ચરણ કરણ કેરી,[2] ધોરણી કેશરિયા ધારી
આગમ નિગમ કુની, તાર તાલાદિ રવકારી-સંતોષી
જ્ઞાનાદિ ગુલાલ ગ્રહી, શુચિ રુચિ પીચકારી
જિનકે ગુનોંકી [3]તતિ, ફાગ ગાનકો ઉચ્ચારી-સંતોષી
સુંદર સંયમ લઇ, એસી જો કોઇ ખેલે હોરી.
કહત માનિક સૂરિ, સોઈ વરે સિદ્ધિ ગોરી-સંતોષી

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૧૩૬) શ્રી આદિનાથ જિન સ્તવનં

( રાહ—મયને પયછાન લિયા નંદ દુલારા તું હૈ )

મયને અબ જાન લીયા, નાભિ મલ્હારા તું હય.
ઔર મરુદેવીકે ભી, નનોકા તારા તું હય-મયને

૧ મુનિવર ૨ શ્રેણી ૩ શ્રેણી.

તું હય દયાલા તું, સંસાર તિરાને વાલા.
બુદ્ધિ દાઇ તું બેલી, આલમ આધારા તું હય–મયને

તું હય આદિ નરિંદા, ઔર આદિ મુણિંદા
આદિ [1]અનંત જ્ઞાની, આદિ જિણંદા તું હય–મયને

સૂરિ માણિક્ય સ્વામી, નીરંજન નાથ નામી.
સ્તવતા હું મેં તુઝે, સંસાર તિરાદે મુજે–મયને

શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ

## (૧૩૭) શ્રી. સાધારણ જિન સ્તવનં

( રાહ—મધુ બનમેં શ્યામ ઝુલે હીંડોલા )

ત્રિભુવનમેં નાથ તુંહી નીરાગી.
ત્રિભુવનમેં હાં ત્રિજગતમેં નાથ તુંહી નીરાગી.

શેર

અખીયાં તુમરી શમામૃતમેં ઝીલાતી હય
કમળકે જૈસી મુખકી પ્રસન્નતા પરખાતી હય
નારી તુમ ગોદ મહીં નહી નિરખાતી હય
[2]હેતિ અરૂ માળા [3]કરમેં નાહી દિખાતી હય

૧ કેવળ જ્ઞાની. ૨ હથિઆર. ૩ હાથમાં.

જિન માનિક તુમ યહ સુરત સૂચવતી
નાથ તુંહી નીરાગી —ત્રિભુવનમેં

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૧૩૮) શ્રી સાધારણ જિન સ્તવનં

( રાહ-ઉડી હવામેં જાતી હય ગાતી ચીડિયાં )

પ્રીતિ પ્રભુસેં લાગી હય, ભાગી કુમતિ અબ દૂર
આઈ સુમતિ સમ સુખદાઈ,[૧]બોધિ બીજ અંકુર-પ્રીતિ
પ્રભુકે સંગ રંગ રસસેં રહીસું,નિત્ય તજી મમતા મતિયાં
ખાયક માનિક ત્રિક લહી, જાઈશું વેગે શિવ પુર—પ્રીતિ

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૧૩૯) આદિનાથ જિન સ્તવનં

(ગઝલ-દાદરા-રાહ-તુમ વસ્લકે વાદેપે.)

શેર

તુમ વિશ્વકે વિધાતા, બડે નામી હુવે હો
તીર્થાધિપતિ ત્રાતા, ગુણ ધામી હુવે હો —તુમ

૧ સમકિત.

શેર

આદિ જિન સાંઇ, વિભુ તુંહી હય કૃપાલુ
શિવ માર્ગકો બતલાકે, શિવ ગામી હુવે હો —તુમ

શેર

જિનવર વિશ્વમેં, માણિક તુંહી હય
શ્રીધર શંકર બુધ બ્રહ્મા, [1]ધન નામી હુવે હો —તુમ

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

## (૧૪૦) શ્રી વૈરાગ્ય પદ

(રાહ—ના છેડો ગાલી દુંગી રે ભરને દે મોહે નીર.)

ક્યું કનડે કુમતિ કાળીરે, ધરને દે જિન ધ્યાન,
છેટી રહે તું છિનાળીરે, ધરને દે જિન ધ્યાન.
મેં કાળ અનંત ગુમાયો, તુજ સંગે દુખ બહુ પાયો,
તેરી સંગત મેં અબ ટાળીરે, ધરને દે જિન ધ્યાન. —ક્યું
સુમતિ ગોરી સ્વીકારી, શ્રદ્ધા સંવેગ સુધારી,
વૈરાગે મનડું વાળી રે, ધરને દે જિન ધ્યાન. —ક્યું
જગ માણક જિનવર ધ્યાઈ, નિજ શુદ્ધ સ્વરૂપ નિપાઈ,
વરવા શિવ વહુ રઢિયાળી રે, ધરને દે જિન ધ્યાન.—ક્યું

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

૧ બહુ.

## (૧૪૧) શ્રી સુમતિનાથ જિન સ્તવનં

(રાહ—એક બંગલા બને ન્યારા.)

માત મંગલા કે મલ્હારા, પ્રભુ સુમતિ મુજકો પ્યારા.
કાટકે કુમતિ સમર્પી સુમતિ,
હરકત દૂર હરનારા, પામર પાલનહારા— —માત.

માતર પુર મંડણ મનમોહન, પાવન પરમાધારા,
નાથ નિરંજન અખિલ ગંજન, ભવ ભય ભંજનહારા.
—માત.

સચ્ચા સાહિબ સુમતિ સ્વામી, સર્વ દેવ સરદારા,
ગુણ માણક [1]રોહણ [2]ગરિમાલય, [3]દિવ્યામૃત દાતારા.
—માત.

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

## (૧૪૨) શ્રી પંચાસરા પાર્શ્વ જિન સ્તવનં

(રાહ—હૃદયના શુદ્ધ પ્રેમીને.)

પ્રભુ પંચાસરા પ્યારા, તુમે બલવંત બેલી છો.
હિતાવહ દુઃખ હરનારા, [4]અવદ્ય[5]તમિસ્ર[6]હેલિ છો.—પ્રભુ.

૧ એ નામનો પર્વત. ૨ મહિમાનું ઘર. ૩ દિવ્ય મોક્ષ. ૪ પાપ. ૫ અંધકાર. ૬ સૂર્ય.

## શાખી.

દેવ સરવે દેખિયા મેં, સકલ [1]ભૂમંડળ મહીં,
સંસાર તારક મોક્ષકારક, નાથ તુમ સમ કો નહીં —પ્રભુ
તેથીજ જિન માણિકય તારૂં, શરણુ મેં લીધું સહી.
મુજ દુઃખ કાપો મોક્ષ આપો, [2]દુરિત દોષ [3]તતિ [4]દહી
—પ્રભુ

( શ્રી વિજય માણિકય સિંહ સૂરિ)

## (૧૪૩) શ્રી સાધારણ જિન સ્તવનં

(રાહ—બાબા મનકી આંખે ખોલ.)

પ્યારા અરિહા મોહે પાલ (૨)
નયના નંદન નિરુપમ નામી, આતમરામી અંતરજામી;
શંભુ સ્વયંભુ સમરથ સ્વામી,
જ્ઞાન[5]દિવાકર ગુણ[6]રત્નાકર, લે સેવક સંભાળ —પ્યારા
તીર્થ વિધાતા ત્રિભુવન ત્રાતા, ભવ્યાલંબન ભવિજન ભ્રાતા,
દિવ્ય[7]મહોદય પદવી દાતા,
દેવ[8]દયાકર કરુણા લાકર, [9]ગ્રંથી અનાદિ ગાળ —પ્યારા

૧ પૃથ્વી. ૨ પાપ. ૩ શ્રેણી ૪ બાલી. ૫ સૂર્ય. ૬ સમુદ્ર અથવા રત્નની ખાણુ. ૭ મોક્ષ. ૮ દયાની ખાણુ. ૯ અનાદિકાલની રાગ દ્વેષ રૂપ નિવિડગાંઠ.

દુષ્ટ કરમ વૈરી દળ ચૂરી, દે જ્ઞાનાદિક સંપદ[1]ભૂરિ,
શરણાગત માણક સિંહ સૂરિ,
તુમપદ ચાકર ગુણ ગણ ગાકર, વિનવે વિનય વિશાળ—પ્યારા

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૧૪૪) શ્રી સાધારણ જિન સ્તવનં

(રાહ—જવાદે જવાદે કિનારે કિનારે.)

ભજીલે ભજીલે વિચારી વિચારી,
ભજીલે તું અરિહાને વેગે વિચારી —ભજીલે

શેર

[2]અક્ષિ ઉઘાડી જો જરા, તું કોણ છે તારૂં અહીં,
કિહાં થકી તું આવિયો, અહિંથી હવે જાવું કહીં—ભજીલે
[3]વરેણ્ય નર અવતાર તારો, જાય છે વૃથા વહી,
મૂઢ શું મુંઝાય છે તું, મોહ ને માયા મહીં —ભજીલે
[4]મહીપતિ મોટા હતા જે તે ગયા મૂકી મહી,
[5]રામા [6]રમા ને રાજ રિદ્ધિ, બધી અહીંને અહીં રહી
—ભજીલે

૧ બહુ. ૨ આંખ. ૩ સુંદર. ૪ રાજા. ૫ સ્ત્રી. ૬ લક્ષ્મી.

નિઃસાર આ સંસારમાંહી, ત્રાણ શરણ કોઈ નહી,
[1]સુખદ જિન માણિક્ય અરિહા, ભજન એકજ છે સહી
—ભજીલે

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

## (૧૪૫) સાધારણ જિન સ્તવનં

(રાહ—નદી કિનારે બૈઠકે આવો.)

લગની મોરી જિનસેં લાગી, જ્ઞાન દશા જબ જાગી.
પ્રભુ દર્શનસેં પાપ પળાયા, ભૂલ અનાદિ ભાગી—લગની
[2]મંજુલ ભાગ્ય બલે મુજ મળિયા, નિરુપમ નાથ નીરાગી.
દુખ દોહગ અબ દૂર ટળિયાં, નિર્ભય નોબત વાગી
—લગની

શ્રદ્ધા [3]સંવેગ શુદ્ધ સમારી, તન ધન તૃષ્ણા ત્યાગી,
સૂરિ માણિક જિન [4]પદ કજ સેવી, મુક્તિ લઈશું માગી
—લગની

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

૧ સુખ આપનાર. ૨ સુંદર. ૩ વૈરાગ્ય. ૪ ચરણ કમલ.

## (૧૪૬) શ્રી સાધારણ જિન સ્તવનં.

(રાહ—એક વાત કહું કાના તમને)

વાર વાર નમું પ્રભુજી તમને,
શિવપુરકી રાહ દીયો અમને —વાર

કુમત મોહ માયા કે આચરણે,
આખિર આયો પ્રભુ તુમ શરણે,
કહાં જાવું છોડી અબ જિનવરને —વાર

પ્રભુ તારન તરન અરજ તમને.
દીયો જ્ઞાન તજુ લલના ધનને,
શિવ લક્ષ્મી મીલે કાહે કર અમને —વાર

( લક્ષ્મીચંદ મોહનલાલ

નોટેશન

| | | | | | |
|---|---|---|---|---|---|
| ધ ની | સા + સા સા | રે સા ધ ની | રે + રે ગ | રે + ગ મ | |
| વા ર | વા + ર ન | મું + પ્ર ભુ | જી + ત મ | ને + શિ વ | |
| | પ + પ પ | ગમ પધ પ મ | ગ + મ પ | મ + ગ રે | |
| | પુ + ર કી | રા+ ++ હ દી | યો + અ મ | ને + વા ર | |

અંતરા

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગ મ | ધ ધ ધ ધ | ધ ની ધ પ | ગ + મ પ | મ + મ પ | |
| કુ + | બ ત મો હ | મા + યા કે | આ + ચ ર | ણે + આ + | |
| | ની ની ની × | નીસા રેસાં ની ધ | ગ મ પ ધ | પમ + સા ગ | |
| | ખી ર આ + | ગો+ ++ પ્રભુ | તુ મ શ ર | ણે + ક હાં | |
| | ગ + ગ ગ | મ ગ સા સા | સા ગ ગ મ | ગ રે સા સા | |
| | જા + વું છો | ડી + અ બ | જિ ન વ ર | ને + વા ર | |

બાકીના અંતરા પ્રભુ તારન તરન અરજ તમને-

કુબત મોહ માયા કે આચરણે માફક ગાવા

## (૧૪૭) હિત શિક્ષા પદ

(ગઝલ-લાવણી-રાહ-મહે ફીલે કહી વો મેરા.)

**કહા કરે તું મેરા મેરા, કુછ તેરા નહી હય,**
**વસ્તુ દેખનમેં આતી વો, સ્થિર તરતો નહી હય—કહા**
**સંસાર અટારા, નહી તેરા, નહી તેરા.**
**તન ધન સુખ સંપત તુજ સંગે, આનેકી નહી હય—કહા**

સ્વજન સંબંધી આખીર તેરા, [1]ત્રાયક તો નહી હય.
નાહક મોહ માયામેં મૂંઝત, કયું બુઝત નહી હય—કહા
સૂરિ માનિકકી શિક્ષા સુનકર, નિજ હિત કુછ કરલે.
ફિર ફિર ઐસા ઉત્તમ ઐાસર, મિલના મુશ્કીલ હય—કહા

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

## (૧૪૮) શ્રી સાધારણ જિન સ્તવન

(ગઝલ-ખેમટો, રાહ-અણમોલ પલ વીતી જતી)

શાખી

ભગવંત ભદ્રંકર વિભુ, અરિહંત બહુ પુણ્યે લહ્યો,
આધાર તું સાચો અહો, દાતાર તુમ શરણે રહ્યો,
ઉપાધિઓ વેગે વારો હવે આપ,
નાથ તુમે નામી છો, બલિયા બેલી બાપ—ઉપાધિઓ
દાસની અરજી તુમે સાંભળો દયાળુ,
કર્મોને કાપી શિવ આપો કૃપાળુ.
સૂરિ માણક સુપ્રતાપ, ભુવન [2]દિન સૂરિ માણક સુપ્રતાપ
ઉપાધિઓ વેગે વારો હવે આપ.

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

૧ રક્ષક. ૨ સૂર્ય—અથવા સ્વામી.

## (૧૪૯) શ્રી સાધારણ જિન સ્તવનં

(રાહ–પૂજારી મોરે મંદિરમેં આવો.)

પ્રતાપી પ્રભુજી મુજકો પાળો,
શરણાગત સેવકકો સ્વામી, નેક નજરસેં નિહાળો–પ્રતાપી

તારક બિરુદ ઉદાર તુમારો, સાહિબજી સંભાળો,
મિથ્યા મોહ મીટાવી મોરી, ટેવ અનાદિકી ટાળો–પ્રતાપી

પુરુષોત્તમ પરમાતમ પારગ, પાતક પંક પખાળો,
વિષય કષાય વિદારી વાલમ, વૈરાગે મન વાળો–પ્રતાપી

સૂરિ માણુક જિન કરુણા [1]સિંધુ, ઝટપટ મુજ [2]કર ઝાલો,
આ ભવસાગર પાર ઉતારી, અજર અમરપદ આલો–પ્રતાપી

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

## (૧૫૦) વૈરાગ્ય પદં

(રાહ–દુનિયા તણા દીવાના.)

[3]ભામિની તણા ભરમાયા, ભણતર ભણીને ભૂલે,
ઊલે વિષયમાં આયુ, ફોગટ મનમાં ફૂલે —ભામિની

જરી ન વિચારી જૂવે, ધૂલથી કપાલ ધૂવે,
ચતુરાઈ નાખી ચૂલે, ભણતર ભણીને ભૂલે —ભામિની

૧ સમુદ્ર. ૨ હાથ. ૩ સ્ત્રી.

[1]વપુ વીર્ય [2]વિત્ત ખૂવે, પછી પોક મૂકી રૂવે,
દુખમાં જ્યારે ડૂલે, ભણતર ભણીને ભૂલે —ભામિની
ભામિનીના ભરમાયા, વિષય વિકાર વાહ્યા,
કહે માણક ભવ રૂલે. ભણતર ભણીને ભૂલે — ભામિની
(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

(૧૫૧) શ્રી સાધારણ જિન સ્તવનં
રાહ-સમજી જવાબદારી

મૂરતિ જિનંદ તારી,
હે આલંબન આધાર, મૂરતિ જિનંદ તારી,
વરવા શિવ સુખ વિસ્તાર, મૂરતિ જિનંદ તારી,
દ્દષ્ટિ યુગલ સમતા રસ ઝીલે, વદન [3]સરોજ વિકાશી,
ઉપજાવે હર્ષ અપાર, સુરતી જિનંદ તારી,
નહી ખોળામાં નારી નાહી, [4]હેતિ માળા હસ્તે,
નિરાગી એ નિરધાર, સુરતી જિનંદ તારી,
માણક સિંહ કહે તુજ મૂરતિ, તારણ ભવજળ[5]તરણી,
દીઠી સુંદર દેદાર, મૂરતિ જિનંદ તારી.
(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

(૧૫૨) શ્રી શાંતિનાથ સ્તવનં.
(રાહ-કાહુ કેસે શરમકી એ બાત.)

બોલું કયા મેં કરમકી એ બાત,

૧ શરીર. ૨ ધન. ૩ કમળ. ૪ હથીઆર. ૫ નાવ.

કીના રત્ન ત્રયીકા ઘાત —બોલું

જૂઠા જોગી મય બનીયા માયાસેં વાહ્યા,
રહ્યા સદા દિન રાત, સ્વૈરી સેંતો રહ્યા સદા દિન રાત
—બોલું

તૃષ્ણા તાપે તપાયા, મયતો મૂંઝાયા
શરણે આયા શાંતિનાથ —બોલું

અરિહા સ્વામી ઉગારો, અબતો ઉદ્ધારો,
સૂરિ માણક મોરે તાત, બોલું કયા મેં કરમકી એ બાત
—બોલું

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૧૫૩) શ્રી વૈરાગ્ય પદં

(રાહ-જાગ જાગ મન આયા જમાના.)

સોચ સોચ મન ગઈ જીંદગાની,
જાયે જીવન કીયા ન કમાઇ,
જાગ મુસાફીર દેરહી નાહી,
ઓકે સોકે આયુ ગમાઇ —સોચ

ફોગટ ફાંફા મારે મુરખવા,
ધરલે દીલમેં જિન મત પ્રાણી —સોચ
સત્ય વચન લે દીલમેં માની,
અમૃતમય એ વીરની વાણી —સોચ
ઘટ ઘટમેં ઘર અંતર જામી,
શિવ લક્ષ્મી વર બનકે જ્ઞાની —સોચ

(લક્ષ્મીચંદ મોહનલાલ)

## (૧૫૪) શ્રી સાધારણ જિન સ્તવનં

(રાહ–મીઠા લાગ્યા તે મને આજના ઉજાગરા)

મીઠી લાગે છે મને જિનની[૧] ઉપાસના,
ટાળે એ સઘળા ત્રાસ રે, અરિહાની પ્યારી ઉપાસના,
અનાદિ કાળના દુષ્ટ અજ્ઞાનનો,
નિશ્ચે કરે એ નાશ રે —અરિહાની
વેગે વિદારે એ વિષયની વાસના,
કાઢે કષાયની [૨]કાશ રે —અરિહાની
મિટાવી દારુણ મિથ્યાત્વ મોહને,
સરજાવે સમકિત ખાસ રે —અરિહાની

૧ આરાધના–સેવા. ૨ પીડા–નડતર.

અનુક્રમે જિન માણિક્યની ઉપાસના,
આપે [1]અમૃત આવાસ રે —અરિહાની

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ )

## (૧૫૫) શ્રી સાધારણ જિન સ્તવનં

(રાહ–મેરે પૂજનકો ભગવાન.)

ધ્યાવો અર્હન જિન ભગવાન,
[2]સનાતન દેવ સકલ સુલતાન;
[3]પુરંદર પૂજિત પરમ પ્રધાન,
નિરંજન નિર્મળ જ્ઞાન નિધાન. —ધ્યાવો.
ધીર ધરી જે અર્હન ધ્યાવે,
પરમાતમ પદવી તે પાવે,
ગાવો નિત અર્હન ગુણ ગાન —સનાતન.
સાચો અર્હન જિન સ્વામી,
[4]જગતી માણક અંતરજામી,
નામી [5]નિર્વૃતિ [6]શર્મ નિદાન. —સનાતન.

(શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ)

૧ મોક્ષ. ૨ શાશ્વત. ૩ ઈંદ્ર. ૪ જગતમાં રત્ન સમાન.
૫ મોક્ષ. ૬ સુખ.

## નોટેશન

( દરબારી–થાટ–ત્રિતાળ–લાવણી. )

| | | | |
|---|---|---|---|
| સા | | રે મ | |
| + + ની સા | રે + રે + | ગ સા રે પ | ગ + + ગ |
| + + ધ્યા વો | અ + હં ન | જિ ન ભ ગ | વા ન + સ |

| | | | |
|---|---|---|---|
| ગ + ગ મ | રે રે રે રે | રે રે રે ગ | સા + + ની |
| ના + ત ન | દે + વ સ | ક લ સુ લ | તા + ન પુ |

| | | | |
|---|---|---|---|
| સા + સા સા | ની સા રે રે રે | રે સા રે પ | ગ + + ગ |
| રં + દ ર | પુ + + જિત | પ ર મ પ્ર | ધા + ન નિ |

| | | | |
|---|---|---|---|
| ગ + ગ મ | રે + રે રે | રે + રે ગ | સા + + સા |
| રં + જ ન | નિ + ર્મ ળ | જ્ઞા + ન નિ | ધા + + ન |

અંતરા.

| | | | |
|---|---|---|---|
| ની ની | | ગ ગ | |
| + + સાં સાં | રે ગ રે પ | મ + રે મ | ગમ પ + પ |
| + + ધી ર | ધ રી જે + | અ + હં ન | ધ્યા+ + + વે |

| | | | |
|---|---|---|---|
| + + પ પ | મ + મ પ | પ ની પ મ | ગ + મ + |
| + + પ ર | મા + ત મ | પ દ વી તે | પા + વે + |
| + + ની સા (સા) | રે + રે રે | ગ સા રેમ પની | ગ + + ગ |
| + + ગા વો | નિ + ત અ | હં ન ગુ + ણ+ | ગા + + ન |
| ગ + ગ મ | ધ ની પ મ | ગ મ રે ગ | સા + + સા |
| સ ના ત ન | દે + વ સ | ક લ સુ લ | તા + + ન |
| સારે ગમ રે સા | | | |
| ધ્યા+ ++ વો + | | | |

સાચો અર્હન જિન સ્વામી, એ
ધીર ધરી જે અર્હન ધ્યાવે ની માફક ગાવું.

## (૧૫૬) રાજીમતી વિલાપ.

(રાગ–ભૈરવી–ગઝલ.)

ધરતી હૃદય સંતાપને, ભરતી નયન અશ્રુ ભરે
પડતી દુખે રાજીમતિ, રડતી કહે કરુણ સ્વરે.
પ્રાણેશ એ જગતી પતિ, સ્વામી અરજ મુજ સાંભળો
કરુણા નિધિ કરુણાકરી, વ્હાલા તમે પાછા વળો.
પિઉડા કયું ન માને હાં હાં
હું દાસી નાથ તોરી હાં હાં— પિઉડા.

તોડી અષ્ટ જનમ તણી, પ્રીતિ પ્રાણાધાર,
મૂકી રડવડતી મ્હને, ગયા પ્રભુ ગિરનાર.
સંગ ના છોડુ પ્રભુકો હાં હાં
વ્રત લઉં સ્વામી હાથે હાં હાં— પિઉડા.
સંજમ લઇ રાજીમતિ, પામી કેવલ નાણ,
પ્રભુ પહેલા મુકિત ગઇ, ગુણ ગણ માણક ખાણ.
ધન્ય રાજુલ નેમીકો હાં હાં— પિઉડા.

(શ્રી વિજય માણિકય સિંહ સૂરિ.)

## (૧૫૭) શ્રી જ્ઞાનપદં

(ગઝલ-કાફી-દેશ-મિશ્ર.

(રાહ-ઇસ્કીયોકે પ્યારમેં, પ્રીત ન કરના કોય.)

શેર

જ્ઞાન સુધારસ પાનસેં, નાશત મોહ વિકાર,
મોહ વિકાર વિનાશસેં, પાવત ભવિ ભવપાર.
જ્ઞાની જ્ઞાન મગન રહે, અહનિશ ભાવ ઉદાસ,
નિર્મમ હો કરની કરે, કર્મ બંધ નહી તાસ.

તપ જપકે કરનેવાલે, નિજ ઘટમેં જ્ઞાન જગાના,
સંજમકે ધરનેવાલે, મમતાકો દૂર હટાના —તપ

જ્ઞાન દીપકકી જ્યોતસેં. મોહ મહાતમ નાશ,
હોવત સુમતિ વિકાશસેં શિવ પુર પંથ પ્રકાશ.
કિરિયાકે કરનેવાલે, પ્રિય જ્ઞાન દીપક પ્રગટાના,
સાધન આચરને વાલે, સુમતિસેં ચિત્ત મિલાના.—તપ

જ્ઞાન રૂપ સાબૂ ભયો, ઉપશમ રસ ભર [1]તોય,
ધોબી બનકર આતમા, નિજ ગુન [2]ચીવર ધોય.
ભવ સાગર તીરનેવાલે, નિપજાવત પદ નિરવાના.
અજરામર હોનેવાલે, રહતે શાશ્વત શિવ ઠાના —તપ

રાગ દ્વેષ ભવ રોગ હૈ, ઇનકા ઔષધ જ્ઞાન
પઢો ગુનો ચિંતન કરો, તુટે કર્મ નિદાન
જિન શાસન પાનેવાલે, શ્રુત જ્ઞાનમેં ચિત્ત રમાના
શિવ પદ કે ચ્હાને વાલે, જ્ઞાની માનિક ગુન ગાના.—તપ

( શ્રી વિજય માણિક્ય સિંહસૂરિ )

૧ પાણી. ૨ વસ્ત્ર.

## (૧૫૮) શ્રી વૈરાગ્ય-પદં

ફૂલે કયોં મુરખા, જુઠ જોબનીયા, મોહ માયામેં ડૂબ મરોગે,
આવે જરા ચેત ખોવે ઉમરીયા, આખિર તુમ પસ્તાઈ મરોગે
—ફૂલે

ભવ અટવીમેં જીવન નૈયા, રેણુકી સંગ તુમ કૈસે તરોગે,
પંથ ન માલુમ પાપ પુણ્યકા,
જ્ઞાન બિન સિંધુમેં ભુલા પરોગે —ફૂલે

વાટ ન જાણે કાં ચલે મુસાફીર, કૈસે નૈયા પાર કરોગે,
પાપ પુણ્યકી ગઠડી સોંગત,ભવ સાગર બીચ લટક રહોગે
—ફૂલે

પાપકી પટુલી છાંડ કે જલમેં, પુણ્ય પંથ પ્રેમી તુમ વિચરોગે.
પ્રભુ શરન બિન શિવ લક્ષ્મી તુજ,
મીલે ના ચાહે બ્રહ્માંડ ફીરોગે —ફૂલે

( લક્ષ્મીચંદ મોહનલાલ )

## (૧૫૯) શ્રી સાધારણ જિન-સ્તવનં

( ગઝલ-રાહ-પૈમાના મેરા ભરદે- )

મુક્તિમેં મુજે ધરદે, મારગ દિખાને વાલે —મુક્તિમેં

શેર.

તિર્ણ તારક બિરૂદ લોકમેં, ઉદ્દાર તેરા,
નામ નિરૂપમ નિર્યામિક, નામી હય દિલદાર તેરા;
ધ્યાન ધરતે હય ધીરજસેં, સભી સરદાર તેરા,
મયભી સેવકમેં હું એક, સદા ખિજમતગાર તેરા;
અયે મુજે તિરાદે, સંસાર તિરાને વાલે —મુક્તિમેં

શેર.

રહેમસે આપને તીરથકો, બનાયા બાબા,
[1]બંધુર તુમને વચનામૃત, બરસાયા બાબા,
ધર્મ ધુરંધર સુંદર ધર્મકો, બતાયા બાબા,
બહોત જનોકોં મુકિતમેં, બૈઠાયા બાબા,
માનિકકો મુકિત મિલાદે, મુકિત મિલાને વાલે—મુકિતમેં

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ. )

(૧૬૦) શ્રી મહાવીર જિન સ્તવનં

( રાહ-મથુરામાં ખેલ ખેલી આવ્યા હો કાન. )

વીર તારી જાઉં બલિહારી હો નાથ, જગ ઉપગારી
એ આંકણી-
સંયમ લઇ પરિ સહ બહુ સહિયા,
બાર વરશ તપકારી હો નાથ, જગ ઉપગારી —વીર

૧ સુંદર.

અપરાધી પ્રાણી પણ ઉધર્યા,
અનુકંપા અવધારી હો નાથ, જગ ઉપગારી —વીર
ચંડ કોશિયો ડસિયો તુજ ચરણે,
[૧]ક્રોધાતુર ભયકારી હો નાથ, જગ ઉપગારી —વીર.
આઠમું [૨]અમરાલય તસ આપ્યું,
શિખામણ દઈ સારી હો નાથ, જગ ઉપગારી —વીર.
દ્રોહી ગોશાલે દુખ બહુ દીધાં,
ગાળો ભાંડી તને ભારી હો નાથ, જગ ઉપગારી—વીર.
અંતે હિતોપદેશ આપીને એહને,
કીધો[૩] પરીત્ત સંસારી હો નાથ, જગ ઉપગારી —વીર.
જમાલી જે તુજ સાથે ઝઘડ્યો,
[૪]અલીક વચન ઉચ્ચારી હો નાથ, જગ ઉપગારી—વીર.
પંદર ભવમાં તેને કીધો પ્રભુ,
[૫]અમૃત પદ અધિકારી હો નાથ, જગ ઉપગારી—વીર.
ઈંદ્ર જાલિયો કહે તો જે આવ્યો,
ઈંદ્રભૂતિ અહંકારી હો નાથ, જગ ઉપગારી —વીર.
તેને પોતાનો વજીર બનાવ્યો,
[૬]ધુર ગણધર પદ ધારી હો નાથ, જગ ઉપગારી—વીર.
પાપી અર્જુન માલી પ્રમુખને,
આપે લીધા ઉગારી હો નાથ, જગ ઉપગારી —વીર.

૧ ક્રોધે ભરેલો. ૨ દેવ લોક. ૩ અલ્પ સંસારી. ૪ અસત્ય. ૫ મોક્ષ. ૬ પ્રથમ.

માર્ગે સ્થિર કર્યો મેઘ કુમારને,
પૂરવ ભવ સંભારી હો નાથ, જગ ઉપગારી --વીર.
અડદના બાકળાને સાટે અરિહા,
ચંદનબાળાને તારી હો નાથ, જગ ઉપગારી --વીર.
જિન માણક હવે તારો મુજને,
કરમ ભરમ સંહારી હો નાથ, જગ ઉપગારી --વીર.

( શ્રી વિજય માણિક્ય સિંહ સૂરિ. )

## (૧૬૧) સાધારણ જિન સ્તવનં.

( રાહ-સાજન સુન સુપનેકી બાત-રસિયા...હો. )

સાહિબ સુન સેવકકી બાત-અરિહા....હો --સાહિબ.
ભટકત ભટકત ભવ [૧]કાંતારે,
આયો તુમ શરણે [૨]નિષ્ણાત-અરિહા....હો --સાહિબ.
[૩]જગતી સ્વામી, નામી અંતરજામી,
તુમરા દર્શન પામી,
આજ તો નાથ વિપદા ટલી, અરિહા....હો --સાહિબ.
કરુના લાકર, મોહ જલાકર, દીજે [૪]દર્શન દાન.
જ્ઞાન દિલા કર, [૫]ચરણ મિલાકર, [૬]નિર્વૃતિશર્મ નિદાન.
તારક આ [૭]ભવ તોય નિધિસેં, તારો ત્રિભુવન તાત.
પારગ પરમ પુરુષ પ્રખ્યાત-અરિહા....હો --સાહિબ.

૧ અટવી. ૨ પ્રવીણ. ૩ જગત્પતિ. ૪ સમકિત. ૫ ચારિત્ર.
૬ મોક્ષ. સુખ. ૭ સંસાર સમુદ્ર.

શાખી.

પ્રિય દર્શન તીરથપતિ, અચિંત્ય શકિત [૧]ઉદાર,
કુશલ મિત્ર કરુણા નિધિ, જિનવર જગદાધાર,
સમરે સૂરિ માણક દિન રાત
સાહિબ સુન સેવકકી બાત, અરિહા....હો —સાહિબ.
આપો [૨]અક્ષર પદ [૩]અવદાત,
સાહિબ સુન સેવકકી બાત, અરિહા....હો —સાહિબ.

( શ્રી વિજય માણિકય સિંહ સૂરિ )

(૧૬૨) સાધારણ જિન સ્તવનં.

( રાહ-મહુબુબ મદીને વાલે- )

અયે તીર્થ ચલાને વાલે, શિવ દ્વાર દિખાને વાલે.
[૪]વિષ્ટપમેં તુંહી [૫]વિધાતા, [૬]શંકર [૭]માધવ સુખ દાતા,
તુંહી હય ભ્રાતા ત્રાતા, [૮]અરિ [૯]વાર હટાને વાલે—અયે
પુરુષોત્તમ પૂરણ જ્ઞાની, રહેમાન રામ ગુન ખાની,
બુધ[૧૦]બોધિદ[૧૧]સમીહિતદાની, ભવ પાર લગાને વાલે—અયે
ઓ સંત સનાતન સાંઈ, માનિકપેં કરુના લાઈ—
શિવ નગરી દિયો દિખાઈ, અધિકાર ધરાને વાલે—અયે

( શ્રી વિજય માણિકય સિંહ સૂરિ. )

૧ દાતાર. ૨ મોક્ષ. ૩ ઉજ્વળ. ૪ જગતમાં. ૫ બ્રહ્મા. ૬ મહાદેવ. ૭ વિષ્ણુ. ૮ શત્રુ. ૯ સમૂહ. ૧૦ જિનેશ્વર. ૧૧ વાંછિત.

## (૧૬૩) શ્રી વૈરાગ્ય-પદં

( રાગ-કાફી મિશ્ર ત્રિતાલ. )

બાર બાર નહી આવે મનવા,
બીત ગઇ સો ઘડીયાં ન પાવે —બાર
શ્રી જિન મારગ માનવ ભવ દોનુ
એકી સંગ ના પાવે —મનવા
સોચ સોચ સબ ગઈ ઉમરીયા
બીરથા જન્મ ગુમાવે —મનવા
ગઇ સો ગઈ અબ ચેત બાવરે
રહી પલ કયોં ન બચાવે —મનવા
શરણ મીલે અબ શ્રી જિન પ્રભુકા
ફીર કાહે તું ગભરાવે —મનવા
[૧]ત્યાગ રાગ મોહ ભજ પ્રભુ ઘટમેં
શિવ લક્ષ્મી સુખ પાવે —મનવા
જનમ જનમ દુખ જાવે —મનવા

( લક્ષ્મીચંદ મોહનલાલ )

## (૧૬૪) હિતશિક્ષા પદં

( ગઝલ-તાલ કવાલી )

પ્રભુ આણા નવી પાળી, પ્રભુ પૂજા કર્યાથી શું
ગર્વમાં જિંદગી ગાળી, ધરમ ઢોંગો ધર્યાથી શું

ખસી નહી વાસના ખોટી, તીર્થ જાત્રા ગયા તો શું
વસી પર આશ મન મ્હોટી, જાડા જોગી થયા તો શું
અધર્મે લોકને દોરી, ગુરુ[૧]સંજ્ઞા ધરી તો શું
કવિતા પારકી ચોરી, કવિતાઓ કરી તો શું
ખરૂં જો તત્વ નવ ખોળ્યું, [૨]ભૂરિ વિદ્યા ભણ્યાથી શું
[૩]જનકનું કુલ જો બોળ્યું. જનેતાએ જણ્યાથી શું
[૪]સુજનતા જો નવો સાધી, [૫]વિભવ લક્ષ્મી વર્યાતો શું
લઘુતા જો નવી લાધી, અધિકારી ઠર્યાતો શું
ન ખાધી ને નવી દીધી, [૬]રમા ઝાઝી રળ્યાથી શું
[૭]સમય પર સહાય નવ કીધી, ઘણા મિત્રો મળ્યાથી શું
તજી નહી પારકી નિંદા, બહુ કિરિયા કર્યાથી શું
[૮]સૂરિ માણિક્ય નહી વંદ્યા. જગતમાં અવતર્યાથી શું

## (૧૬૫) શ્રી ગુરુ પરંપરા સ્તવનં.

( રાહ–કાલી કમલીવાલે તુમપે લાખો સલામ. )

**શમ દમ સંજમ ધારી ગુરુને નિત્ય પ્રણામ–એ ટેક–**
**તપ ગણ ગગન વિભાસન [૯]તરણિ,**
**ચારુ વિજયસિંહ સૂરિ [૧૦]ચરણી.**
**[૧૧]મેધિર ગુણ મણિધામ. ગુરુને નિત્ય પ્રણામ —શમ**

૧ નામ. ૨ બહુ. ૩ બાપનું. ૪ સજ્જનતા. ૫ ઐશ્વર્ય. ૬ લક્ષ્મી. ૭ અવસરે. ૮ પંડિતોમાં અથવા આચાર્યોમાં રત્ન સમાન. (સુગુરુ) ૯ સૂર્ય, ૧૦ ચારિત્રધારી. ૧૧ પંડિત.

સત્ય વિજય સંવેગી સાચા,
કપૂર વિજય મુનિવર નહીં કાચા
રમતા આતમરામ, ગુરુને નિત્ય પ્રણામ —શામ
ક્ષમા વિજય ક્ષમાના દરિયા,
જીન વજય સંવર ગુણભરિયા
જપતા જિન વર નામ, ગુરુને નિત્ય પ્રણામ —શામ
[1]સત્તમ ઉત્તમ વિજય સુભાગી,
પદ્મ વિજય પૂરણ વૈરાગી
રૂપ વિજય નિષ્કામ, ગુરુને નિત્ય પ્રણામ —શામ
નિરૂપમ કીર્તિ વિજય નીરાગી,
શ્રી ઉદ્યોત વિજય સોભાગી.
અમર વિજય [2]અભિરામ, ગુરુને નિત્ય પ્રણામ —શામ
સુગુરુ ગુમાન વિજય ગુણવંતા,
પરમ પ્રતાપ વિજય પુણ્યવંતા
પાવન વ્રત પરિણામ, ગુરુને નિત્ય પ્રણામ —શામ
સૂરિમાણક ગુરુજ્ઞાન વિલાસી
મેઘ વિજય તસ [3]અંતેવાસી
સમરે આઠે યામ, ગુરુને નિત્ય પ્રણામ —શામ

॥ ઇતિ શ્રી જૈન શાસ્ત્રીય સંગીત માણિકયમાળા સંપૂર્ણ. ॥

૧ મોટા સંત. ૨ સુંદર. ૩ શિષ્ય.

